મોટાને માંડવ માલજો રે ઝીણા મારૂજી !
લાખેણી લાડી લાવજો રે ઝીણા મારૂજી !

રાયાનો વર સરોવરીએ આવ્યા;
પાણિયારી માગે રીતડી રે ઝીણા મારૂજી !

રાયાનો વર શેરીએ આવ્યા
સૈયરું માગે રીતડી રે ઝીણા મારૂજી !

રાયાનો વર તોરણે આવ્યા
સાસુજી માગે રીતડી રે ઝીણા મારૂજી !

રાયાંનો વર માયરે આવ્યા
કેન્નાજી માગે રીતડી રે ઝીણા મારૂજી !

રાયાનો વર ચોરીએ આવ્યા
સાળોજી માગે રીતડી રે ઝીણા મારૂજી !×

## ૨૨. કન્યાનું નિરીક્ષણ

આંબલિયા થડ [1]રામેનાં નાંમ
સીતાએ નાખ્યા ચાકળા.

રામૈયા ! અમેકે લ કાગદ દેખાડો
સીતાજીને નરખવા

× પ્રત્યેક કડીએ પહેલી પંક્તિઓ બોલાય છે.
૧ રામના 'રામેના' એ રૂપ કાઠી ભાષાનું લાક્ષણિક છે.

નરખ્યાં છે નાકે ને નેણ
રૂપા કેરે આંગળે

આંબલિયા થડ રામના નામ
....વહુએ નાખ્યા ચાકળા.

વાલા [1]અમેહું ગામડિયું દેખાડો
સોંઘી વહુને નરખવા.

નરખ્યાં છે નાકે ને નેણ
રૂપા કેરે આંગળે.

## ૨૩. વર શામળો

[ મેડી પરથી કન્યા વરને આવતો નીરખે છે. એને વર શ્યામવરણો દીસે છે. ચિંતાથી સ્વજનોને પૂછે છે કે 'આવું કજોડું શીદ કર્યું !' સ્વજનો સમજાવે છે કે 'બહેન ! એ તો દૂરથી આવે છે, મોં પર રજ પડી છે, તેથી શ્યામ દીસે છે.' ]

*

મેડીને મો'લ બેઠાં સોંઘીબા બોલે
કાં રે દાદાજી વર શામળો !

છેટેથી આવ્યો રજે ભરાણો
રજનો ભરાણો વર શામળો !

× × ×

---

૧ અમને ૨ કાકાજી, મામાજી, વીરાજી, વગેરેને સંબોધીને ગીત આગળ ચાલે છે.

## ૨૪. રૂપની લહેરો

[ પનિયારી માહેલી એક કન્યાનાં રૂપ દેખી વરને ઘેન ચડે છે. નિદ્રાની લહરી લહેરાય છે. કુટુંબીજનોની બહોળપ ઈષ્ટ ગણાતી.]

*

આઠ કૂવા રે નવ પાવઠા, એની પાણિયારે નહિ પાર
મોંઘીબાઇને રૂપે જમાઈ ઝીણાં ઝોલાં ખાય.

આઠ કાકા રે નવ કાકિયું, એને કટંબે નહિ પાર
....બાઇને રૂપે જમાઈ ઝીણાં ઝોલાં ખાય.

આઠ મામા રે નવ મામિયું, એને મોસાળે નહિ પાર
....બાઈને રૂપે જમાઈ ઝીણાં ઝોલાં ખાય.

## ૨૫. સ્વાગતની સામગ્રી

[ 'મોર તારી સોનાની પાંખ!' એ ગીતનો જ ભાવ આંહી છે.]

*મારા [૧]વેવાઈહીં [૨]ભણજો માણુરાજ!
એને કેજો માણુરાજ

શીમડીએ [૩]શેલડિયું વીરને જોશે માણુરાજ!
મારા વેવાઈહીં ભણજો માણુરાજ!
એને કેજો માણુરાજ!

૧. વેવાઈને ૨. કહેજો ૩. શેરડી

વાડીએ વનફળિયાં વીરને જોશે માણારાજ !
મારા વેવાઈહીં ભણજો માણારાજ !
એને કેજો માણારાજ !

ઝાંપલીએ [1]જાંગીડા વીરને જોશે માણારાજ !
મારા વેવાઈહીં ભણજો માણારાજ !
એને કેજો માણારાજ !

તોરણીએ સામુડી વીરને જોશે માણારાજ !
મારા વેવાઈહીં ભણજો માણારાજ !
એને કેજો માણારાજ !

[2]અંતરની વાશેલ વીરને જોશે માણારાજ !

## ૨૬. પોંખણાં

[ સરખાવો–'સીતાને તોરણ રામ પધાર્યા'—(ચૂંદડી ભાગ ૧) ]

*

સોનાની સળીએ પોંખ્યે રે બાઈ !
સોના સરીખો લાડડો છે જો.

રૂપાની સળીએ પોંખ્યે રે બાઈ !
રૂપા સરીખો લાડડો છે જો.

---

૧ લગ્નના ઢોલ
૨ અત્તરથી સુવાસિત કરેલી (કન્યા)

ધોંસરીએ ને પોંખ્યે રે બાઈ!
ધોંસરું તારે ખેડવા થાશે—સોનાની૦

રવાઈએ ને પોંખ્યે રે બાઈ!
રવાયો તારે ઘૂમવા થાશે—સોનાની૦

તરાકડીએ ને પોંખ્યે રે બાઈ!
તરાકડી તારે કાંતવા થાશે—સોનાની૦

સાંબેલે ને પોંખ્યે રે બાઈ!
સાંબેલું તારે ખાંડવા થાશે—સોનાની૦

## ૨૭. ડુંગર ડોલે

[વરની તલવારના પટ્ટા પર ચોડેલી પાવલીઓ રણકે છે. અથવા વેલડીના પૈડામાં પરોવેલી પાંદડીઓના રૂમઝુમાટ થાય છે.]

પાવલીએ રણુકે રે ડુંગર ડોલે!

ઘૂઘરિયાળાં ઘોડાં રે જમાઇ રાણાનાં–પાવલીએ૦
માફાળિયું વેલ્યું મોંઘી બાઈન્યુંનું–પાવલીએ૦
આંખલડી રૂડી રે જમાઈ રાણાની–પાવલીએ૦
[1]પાસેંડલી રૂડી રે મોંઘી બાઈની–પાવલીએ૦

૧. શરીરનાં બન્ને પાસાં

## ૨૮. પરણે

વાગ્યાં વાગ્યાં જાંગીનાં ઢોલ
શરણાયું વાગે રે સરવા સાદની.

ઊડે ઊડે અબીલ ગુલાલ
દારૂડો ઊડે રે મોંઘા મૂલનો.

પરણે પરણે રા' ને ખેંગાર
કેસરિયો પરણે રે પૂરી પદમણી—વાગ્યાં૦

## ૨૯. ચંપાવરણીની ચિંતા

*

વીરનો દાદો એમજ કે'
હાથીડા હલકારો, મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !

વીરની માતા એમજ કે'
માફા હલકારો, મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !

વીરનો વીરો એમજ કે'
ઘોડીલાં હલકારો, મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !

વીરની ભોજાઈ એમજ કે'
વેલડિયું હલકારો, મેલો નેજા ઢળકતા
ચંપાવરણી રજે ભરાય !

## ૩૦. હરણ

[ કન્યાનાં હરણ કરવામાં આવતાં તેનું આમાં સૂચન છે. ]

ઊંચી મેડી ને બાળા ઝમરખ દીવડો
ત્યાં રે કેસરિયાના ઢોલિયા ઢળાવો!

ઢોલિયે બેસીને વાલો વેણું વગાડે
વેણું વગાડે ને દાદાજીને વિનવે.

દાદા....ભા દાદા ઓરેરા આવો.
....ગામડિયાંનો ગઢડો કેમ કરી લેશું!

[1]ધમળા ધોડાવશું રૂપૈયા રેલાવશું,
લાકડી સોતો ગઢ ચડી ચોટ લેશું.

## ૩૧. શેણે લાગી વાર!

સાંદ્યું કોટે સાંકળાં, ધોરીડે ઘૂઘરમાળ.
લાડી પૂછે લાડડા! આવલડી ને શેણે લાગી વાર!
ચીતળ ગ્યા'તા એકલા, ચૂંદડિયું મૂલવતાં લાગી વાર.[2]

---

૧. બળદ.

૨. આમ પણ ગવાય છે.

સોસો બંદૂકિયા સાબદા રે લાખે ઘોડે વીરની જાન
લાડી પૂછે વરલાડડા! શિયો લાવ્યા શણગાર.
તાંસ્ય લાવ્યા ટીબકી લાવશું, ચાંદલો ચોરે વહુનો વીર.
કાંબી લાવ્યા ને કડલાં લાવશું, ઝરમર ચોરે વહુનો વીર.
ચીર લાવ્યા ને ચૂડલી લાવશું, ચૂડલો ચોરે વહુનો વીર.

## ૩૨. હળવો હળવો હાલ્ય !

દૂધે ભરી તળાવડી હો રાજ !
મોતીડે બાંધી પાળ
[૧]મણિયલ હળવો હળવો હાલ્ય !

ચીતળ શેરની બજારમાં હો રાજ !
રૂડી ચૂંદડિયું વેચાય
મણિયલ હળવો હળવો હાલ્ય ![૨]

---

૧ મણિ સમાન.

૨. આવા જ ભાવના ગીતો જુદા જુદા એકેક ઊર્મિ જોડી દઈને નીચેની ત્રણ રીતે પણ ગવાય છે

### ચૂંદડીનો મહિમા

ઝીણા ઝીણા રે મોતીડા હેમર હાથીડા !
એના સોનેરી પલાણ

હાથીડે બેસે રે મારે નાની વહુનો સાયબો
ઊતર્યા કસુંબીને હાટ

વોરો વોરો રે વાલીડા ! નવરંગ ચૂંદડી
ચૂંદડી મારે મોંઘી વહુને કાજ

ઓઢો ઓઢો રે મોંઘી વહુ નવરંગ ચૂંદડી
મહાલો કેસરિયાને મોલ-ઝીણા ઝીણા રે૦

### આંખોનો નેહ

અણિયાળી આંખ્યોનો નેડો લાગ્યો માણારાજ !
વાંકડીએ નેણેનો ભામો લાગ્યો માણારાજ !

....ભાઈ તે ચૂંદડી મૂલવે હો રાજ !
ઈ તો મારે વહુને કાજ
અણિયલ હળવો હળવો હાલ્ય !

દૂધે ભરી તળાવડી હો રાજ !
મોતીડે બાંધી પાળ
અણિયલ હળવો હળવો હાલ્ય !

---

લાડી પૂછે વરલાડડા !
આવડલી તે શેણે લાગી વાર ?

ચીતળ ગ્યા'તા અમે એકલા
ચૂંદડિયું વોરાવતાં લાગી વાર—અણિયાળી૦

## નેણે નાગરવેલ

ચીતળ જાજો મોરી નગરીના ઢોલ
ચૂંદડી મારે મોઘીબાઇને નેણે નાગરવેલ.'

નગર જાજો મોરી નગરીના ઢોલ ઢુરમલિયા.
મારે મોઘીબાઇને નેણે નાગરવેલ.

વાળાક.......................વેલડિયું—મારે૦
દાઠે.........................ડાબલડા—મારે૦

## ૩૩. કયારે આવશે ?

[ ચંદ્રજ્યોત્સ્નાએ રંગાયેલી રાત્રિ જાણે અગરચંદન વડે લેપન કરેલી હોય તેવી કલ્પના છે. રાત્રિ માટે જેમ ચંદ્રની રાહ છે, તેમ વહુ માટે વરની રાહ છે. પણ એ તો યુદ્ધે ગયો છે. પ્રભાતે આવશે.]

•

અગર ચંદણની રાત
આંદા પૂનમની રાત

ચાંદલિયો [1]કારે રે ઊગશે !
તારોડિયો કારે રે ઊગશે !

નાની વહુ ! તોરલો શામ
મોંઘી વહુ ! તોરલો કંથ

કેસરિયો કારે રે આવશે !
નેજાળો કારે રે આવશે !

ગ્યા છે રજપૂતે સાથ
ગ્યા છે રાઠોડે સાથ

દિવડીઓ ઊગ્યે રે આવશે.
તારોડીઓ ઊગ્યે રે આવશે.

---
૧ ક્યારે.

# ૩૪. કાં રે દૂબળો !

[ શૃંગારનું ગીત છે વહુ પોતાના કંથની દુર્બલતાનું કારણ રસભરી મર્યાદા વડે બતાવે છે ]

•

પોપટડી રે! તોરલો કંથ
કાં રે પોપટ દૂબળો?

દિ'વારે રે વનફળ વેડવા જાય
રાતે ને પોપટ પાંજરે!

હાથણુલી રે! તોરલો કંથ
કાં રે હાથી દૂબળો?

દિ'વારે રે દરબાર ઝૂલવા જાય
રાતે ને હાથી સાંકળે!

નાની વહુ રે! તોરલો કંથ
કાં રે કેસરિયો દૂબળો?

દિ'વારે રે ઘોડલાં ખેલવવા જાય
રાતે રમે સોગઠે!

સોગઠડે રમતેલા હાર્યા
તેણે દરબાર દૂબળા!

## ૩૫. સૂડલો ઝાલીઓ

નાના ભાઈ કાંઈ ચડયા રે શિકાર
  વનમાં જઈને રે સૂડલો ઝાલીઓ રે માણારાજ !

નાની વહુ કાંઈ ધાન ન ખાય
  શિયે ને અપરાધે સૂડલો ઝાલીઓ રે માણારાજ !

*આપણા બાગમાં એળચડીનાં ઝાડ
  લીલી ને એળચીએ ચાંચું ચોડિયું રે માણારાજ !

—નાના ભાઈ

## ૩૬. દોઢયે ડગલું

[ વિનોદ-ગીત છે. પૂર્વાર્ધ વર-પક્ષવાળાં અને ઉત્તરાર્ધ કન્યા-પક્ષવાળાં ગાય છે. 'સૂર્ય' કાઠીના ઇષ્ટદેવ હોવાથી એનું મુખ સૂરજને મળતું સૂચવાયું છે. ]

*

મોતીએ જડી તારી મોજડી, તારાં હીરે જડયાં હથિયાર,
  વર [1]સોમલીઆ, પોરે પગલું ભર્ય !

---

* 'સોપારીનાં ઝાડ' 'નાળિયેરીનાં ઝાડ' વગેરે મૂકી એ જ પંક્તિઓ ગવાય છે.

1. 'સોમલીઆ' કાઠી પુરુષનું સંબોધન છે. તેઓના એક પૂર્વજના ઘરમાં સોમાવંતી નામે ચહુઆણની પુત્રી હતી. એ સ્ત્રીએ જગાઈને પ્રસન્ન માળવામાં સોમલ નદી કાઢી, તે પરથી કાઠી સોમલિયા કહેવાયા.

વર કેસરિયા,[1] દોઢયે ડગલું ભર્ય !
કાં રે વાલીડા અણોસરો ! તારી સૂરજની અણુસાર,
વર કેસરિયા, પોરે પગલું ભર્ય !
વર અંતરિયા, દોઢયે ડગલું ભર્ય !

કાં રે જમાઈડા અણોસરો ! તારે હડમાનની અણુસાર,
[2]સાંઢિયેના સૂડતલ !
ઝીપટેના ઝૂડતલ !
હળના ખેડુ, હળવો હળવો હાલ્ય !

કાં રે જમાઈડા અણોસરો ! તારી અડદેની અણુસાર
સાંઢિયેના સૂડતલ !
ઝીપટેના ઝૂડતલ !
હળના ખેડુ, હળવો હળવો હાલ્ય !

## ૩૭. મરડ ઘણો

[ વિનોદ-ગીત છે. હે વર! તું તો બહુ થોડે ખરચે પરણી ગયો. તુ ગરીબ છે, છતાં આટનો ઠઠારો શાનો ? ]

તારે ઠાલો ને ઠઠારો તારે મરડ ઘણો!
તારે મરડ ઘણો ને તારે ઠરડ ઘણો!

મારી....બાઈના વર! તારે મરડ ઘણો!
તારે મરડ ઘણો રે તારે ઠરડ ઘણો!

તું તો પાશેરામાં પરણ્યો, તારે મરડ ઘણો!
તું તો અધશેરામાં [1]ઉઘલ્યો તારે મરડ ઘણો!

તું તો માગેલા માણસે આવ્યો, તારે મરડ ઘણો!
તું તો માગેલ ઘોડે આવ્યો, તારે મરડ ઘણો!

તારે મરડ ઘણો રે તારે ઠરડ ઘણો!
મારે મોંઘીબાઈના વર! તારે મરડ ઘણો!

---

૧. વિદાય થયો.

## ૩૮. નીંદરડી આવે

[ નીચેનાં ૩૮ તથા ૩૯ બન્ને વિનોદ–ગીતો છે. ]

*

વર તો હાલે ચાલે ને વરને નીંદરડી આવે.
વરનો દાદોજી ચાલવા નો દિયે
બાળુડા વરને નીંદરડી આવે.

મેલો મેલો દાદાજી ! છેડલો અમારો
અમારે જાવાં છે ફુજિતિયાને તોરણ
બાળુડા વરને નીંદરડી આવે.

અમારે જાવાં છે ધુતારિયાને તોરણ
બાળુડાં વરને નીંદરડી આવે.

વર તો હાલે ચાલે ને વરને નીંદરડી આવે
વરનાં માતાજી ચાલવા નો દિયે
બાળુડા વરને નીંદરડી આવે.

મેલો મેલો માતાજી છેડલા અમારા,
મારે જાવાં છે ફજેતિયાને તોરણ
બાળુડા વરને નીંદરડી નાવે.

## ૩૯. લવીંગડાં લઈ લીધાં

મેં તમને વાર્યા વીર
*...ભાઈની સીમડીએ ન જાજો માણારાજ!

ગોવાળ ધુતારા વીર!
મારાં વીરનાં [1]લવીંગડાં લઈ લીધાં માણારાજ!

મેં તમને વાર્યા વીર!
*...ભાઈને સરવરિયે નો જાજો માણારાજ!

પનીઆરી ધુતારી વીર!
મારા વીરનાં લવીંગડાં લઈ લીધાં માણારાજ!

સાસુડી ધુતારી વીર!
મારા વીરનાં લવીંગડાં લઈ લીધાં માણારાજ!

*સાસરાનું નામ ૧. કાનનું ઘરેણું

## ૪૦. દારૂડો ગુઢો

ગોરાં ઠકરાણાં ઠમકથી બોલે
નહિ દારૂડો પ્રેમને તોલે રે!
દારૂડો ગૂઢા ને નાગર વેલ્ય.

તમે દારૂડાની અલગત છોડો
પ્રીત પિયાલા ભરી ભરી પિયો રે–દારૂડો૦

અમારે....ભાઈ કાંઈ કેળ્યુંમાંથી કેવડો
અમારે....વહુ લટિયલ કેળ્ય રે–દારૂડો૦

તમે એક વાર શિરોહી જાજો
તમે શિરોહીની સમશેરું લાવો રે–દારૂડો૦*

તમે એક વાર રણમા જાજો!
તમે પણ રણ રંગ લગાડીને આવો રે
દારૂડો ગૂઢા ને નાગર વેલ્ય.

*'ધોધા જાજો–ધોડલા લાવજો' વગેરે.

[ ૩ ]

# મિશ્ર ગીતો

## ૪૧. પૂજ્યા હોય મોરાર

[ પ્રભુ પૂજ્યા હોય તો આવાં આવાં સુખ સાંપડે: આંગણે પીપળો, ઘેરે ગાય, પેટે દીકરી અને દીકરા: આંહી દીકરીની પ્રાપ્તિ કેટલી મંગલ અને સુખમય કહી છે! પુત્રી હોય તો જ જાણે કે સંગ્રહેલું દ્રવ્ય એને અર્પણ કરવાથી સાર્થક થાય. સ્ત્રીજન્મ પ્રતિનો આ ઉચ્ચ લોકાદર છે. ]

*

પાટે તે ગણેશ બેસારીએ, મંગળ કરે નિરધાર;
સગાં કુટુંબી તેડીએ, જો પૂજ્યા હોય મોરાર.

જેને તે આંગણુ પીપળો, તેનો ધન્ય અવતાર,
સાંજ સવાર પૂજા કરે, જો પૂજ્યા હોય મોરાર.

જેને તે આંગણુ ગાવડી, તેનો તે ધન્ય અવતાર;
સાંજે સવારે દોહી વળે, જો પૂજ્યા હોય મોરાર

જેને તે પેટે દીકરી, તેનો તે ધન્ય અવતાર.
*સાંચ્યું સૂચ્યું વાપરે, જો પૂજ્યા હોય મોરાર.

જેને તે પેટે દીકરા, તેનો તે ધન્ય અવતાર,
વવારૂ પાયે પડે, જો પૂજ્યા હોય મોરાર.

---

*સંચિત ધન.

રાતો તે ચૂડો મારો રંગભર્યો, કોરો ને કમખો હાથ;
*ઘરચોળે ઘડ ભાંગીએ, જો પૂજ્યા હોય મોરાર.

કાઢા તે ઘઉંની રોટલી, માંહી ગળગળીઓ કંસાર;
ભેગાં બેસી ભોજન કરે, જો પૂજ્યા હોય મોરાર.

## ૪૨. મારે આંગણીએ

[આ ગીત અંત્યજોમાં પણ ગવાય છે. વિવાહ વખતે ઘરના આંગણામાં મંગળ રમણીયતા રેલતી કલ્પાય છે.]

મારે આંગણીએ તુળસીનો ક્યારો.
તુળસીને ક્યારે ઘીના દીવા બળે.

ઘીના દીવા બળે, જોવા દેવ મળે.
જોવા દેવ મળે, રૂડા રામ રમે.

રૂડા રામ રમે, સાચાં મોતી ઝરે.
સાચાં મોતી ઝરે, લીલા મોર ચરે.

લીલા મોર ચરે, ઢેલ્યું [1]ઢુંગે વળે.
ઢેલ્યું ઢુંગે વળે, [2]....ભાઈને ગમે.
....ભાઈને ગમે, એનો [3]મોભી પરણે.

એનો મોભી પરણે એને હોંશ ઘણી.
એને હોંશ ઘણી એને ખાંત ઘણી.

*'ઘરચોળું' નામે મંગલ વસ્ત્ર માત્ર લગ્નાદિક અવસરે જ પહેરાય. તે સિવાય તો ઘડીબંધ સંકેલેલું પડ્યું જ રહે. એટલે જ 'ઘરચોળે ઘડય ભાંગવી'નો લાક્ષણિક અર્થ 'લગ્નાદિક અવસર ઉજવવા' એવો થાય છે.

૧ ટોળે. ૨ વરના પિતાનું નામ લેવાય. ૩ પુત્ર.

## ૪૩. પાણિયારી

[પ્રથમ મિલનનું ગીત: 'દૂધે ભરી રે તળાવડી' જેવું.]

*

સાંકડો સાંકડો પાણિયારાનો શેરો
ઢોળો ધોતિયાં ધોવાને રાયવર સાંચર્યો રે.

ધોજો ધોજો બગલડાની પાંખડી રે
વીરને પ્રણવી છે....ગામની પદમણી રે.

વરના દાદા કિયા ભાઈ તમને વીનવું રે

દાદા! ખરચોને લાખ બે લાખ
....ગામની પાણિયારી રૂડી લાગશે રે.

## ૪૪. માનવીનાં પરણેતર

ઘોડલે ચડીને ગોવિંદજી રે આવ્યા
આવ્યા છે દ્વારકાના વાસી કરસનજી-પાલખડી વરરાજા!

સુભદ્રાબાઈ પૂછે ઓરેરા પધારો
માનવી ને લોક કેમ પરણે કરસનજી-પાલખડી વરરાજા!

સુખડનો માંડવો ને આંબાનાં તોરણ
માનવી ને લોક એમ પરણે કરસનજી-પાલખડી વરરાજા!

ત્રાંબાની થાળી ને કંકૂડે અંજવાળી
દાદોજી દીએ કન્યાદાન કરસનજી-પાલખડી

## ૪૫. જમરખ દીવડો

[દીવડો જમરખ કહેવાય છે. તેની પાછળ આવો ભાવ છેઃ દેવોએ ભેટ કીધેલાં હથિયારોને ગાળીને ઘડેલો એ દીવડો છે. આ લુહારોનું લાક્ષણિક ગીત છે.]

*

મારે આંગણે આવ્યા ફરશુરામજી
હા રે આવ્યા શંકર ને રણછોડ
મેં તો પ્રેમથી પૂજા કરી.

ફરશુરામે ફરશી આપી હેતથી
મહાદેવે તો આપ્યું છે ત્રિશૂળ
રણછોડરાયે ચક્કર આપિયું.

ત્રણેને ગાળીને કરી લાળકી
તેની પાટી ઘડે રે લુવાર
એ પાટીનો જમરખ દીવડો.

દીવડીએ કાંઈ માંડ્યા છે ગણેશ
મેં તો કોડે પગરણ આદર્યાં.

# ૪૯. બાજોઠ

[ બાજોઠની મંગલતા પણ એ જ જાતની કલ્પાઈ છે. આંબો-વવાયો. એને કૃષ્ણે, બળભદ્રે ને રૂક્ષ્મણીએ ઊછેર્યો : એમાંથી રામ, લક્ષ્મણ અને સીતાએ બાજઠ સરજ્યો.]

*

મારે આંગણ નવરંગ આંબો મોરીઓ

એ આંબલિયો કોણે રોપ્યો; કોણે પાયો ?
  કઈ રે રાણીજી રયાં [1]રખોપલે !

એ આંબલિયો કાને રોપ્યો, બળનો પાયો,
  રાણી રૂખમાઈ રયાં રખોપલે !

આંબલિયાની આડી અવળી ડાળખી,
ડાળ્યે બેઠા ટૌકે ઝીણા મોર
  મેં તો તેનો રે ઘડાયો બાઈ બાજોઠીઓ.

એ બાજોઠીઓ કોણે ઘડીઓ, કોણે જડીઓ ?
  કઈ રે ચિતરાળીએ બાજોઠ ચિતર્યો ?

એ બાજોઠીઓ રામે ઘડીઓ, લખમણે જડીઓ,
  સીતા ચિતરાળીએ બાજોઠ ચીતર્યો.

બાજોઠે કાંઈ માંડયા છે ગણેશ
  મેં તો કોડે પગરણ આંદર્યાં.

---

૧. રખોપે–રક્ષણ કરવા.

## ૪૭. મંગલ રંગ

•

દાદાજી તો ગ્યા'તા રે દ્વારકાં
દ્વારકાંથી લાવ્યા પારિજાત
એને આંગળીઆમાં રોપીઓ.

વસંતે ફાલેલા રૂડાં ફૂલડાં
તેના કાઢ્યા નવરંગી રંગ
તેમાં રંગી કન્યાની ચૂંદડી.

બીજી રંગી વરરાજાની પાઘ
વર ને વાપે કેસર છાંટણાં.

## ૪૮. મોતીના દાણા

વનરા તે વનમાં તુળસી કુંવારાં;
તુળશીને પાણીડાં પાવ રે નાના ભાઈ રાણા!
મોતીના દાણા!

વેવાઈને માંડવે ઉનારા ઓરડા
જઈને ઉતારા કરો રે નાના ભાઈ રાણા!
મોતીના દાણા!

વેવાઈને માંડવે કન્યા કુંવારી
જઈને હાથેવાળો મેળો રે નાના ભાઈ રાણા!
મોતીના દાણા!

[ દાતણ દાડમી : નાવણ કુંડિઉં પોઢણ ઢોલીઆ : વગેરે ]

# ૪૯. વીર વાલા

[ પિતાને, માતાને, ભાઈ ને, બહેનને વગેરેને વર કેવો વહાલો લાગે છે ! ]

*

સવા મણ સોનીનો છે દીવો રે
અધ મણ રૂપાનું છે છોડું રે.

ભાર કપાસની છે વાટ્યું રે
આછી આછી ઘાણીમાં છે તેલ રે.

દીવો મેલ્યો રસિયા માંડવા હેઠ રે
દાદા વીનવજો કિયા ભાઈ રે
તમને કિયા ભાઈ કેવા વાલા રે ?
જેવી મારી આંખલડીનાં તેજ રે
અમને ....ભાઈ એવા વાલા રે.

માતા વીનવજો કંઈ બાઈ રે
તમને કિયા ભાઈ કેવા વાલા રે
જેવો મારો હાથડીઆનો ચૂડો રે
અમને ....ભાઈ એવા વાલા રે
*જેવો મારા હૈયા કેરો હાર રે
એવા ....ભાઈ અમને વાલા રે.

*જેવી મારી લલાટની ટીલડી રે
એવા ....ભાઈ અમને વાલા રે.

* જુદા જુદા સ્વજનો કહે છે.

# ૫૦. મોસાળું

[વરની અથવા કન્યાની માતા પોતાના ભાઈને કહેવરાવે છે કે "મારાં પ્રત્યેક સગાંને ભેટ આપવાની આટલી ચીજો લઈ ને જ આવજે! નહિ તો ભલો થઈ આવીશ મા! કેમકે મારા પર મેણાં વરસશે." વરના મામા એ તમામ વિગતવારનું મોસાળું લઈ ને હાજર હતા. આ રીતે સ્ત્રીનો પિયર-પક્ષ હમેશાં દબાણમાં જ રહેતો.]

*

કોઠે ને પગરણ આદર્યાં; હરખેસું માંડયા જાગ,
ઘરનો નાહોલિયો વીનવે, સાંભળો ગોરી વાત!

મારું તે સઘળું કટંબ આવિયું, હવે તારાંને તેડાવ!
મારા બાંધવા ગ્યા છે ગાળવે, ભતરીજ નાનાં બાળ.

લખે કાગળ દે મુખ વાંચીઆ, શું જોશે મોસાળાને કાજ,

સસરાને લાવે વીરા! પાઘડી, સાસુને સાડલાની જોડ.
જેઠને લાવે વીરા! મોળીઆં, જેઠાણીને છાયલ ચીર.

દેરને લાવે વીરાં! પાંસકી, દેરાણીને દખણીનાં ચીર.

નણુંદીને લાવે વીરા! ચૂંદડી, નણદોઈને ભેરવ મૂલ્ય.
વધેડીને લાવે વીરા! ઢીંગલી, કુંવરીઆંને રાતી મોળ્ય.૨

મારે ને લાવે વીરા! ઘરચોળડાં, બતરીશ ભમરીનો મોડ.
ઘરના સ્વામીને ઘોડો હંસલો, મોતીડે જડિત્ર પલાણ.

---

૧. દીકરી. (નણદની) ૨. પાઘડી

કટંબને લાવે વીરા ! કાપડાં, પાડોશીને નાળિયેરની જોડ.
એટલી ને સંપત હોય તો આવજે ! નહિ તો રે'જો તમારે ઘેર.

કીંયાં ગાજ્યો કીંયાં ગડગડયો, કીંયાં ઊતર્યો અષાઢીલો મેઘ !
આવ્યા મારે....ભાઈના મામલા, અવસરે રાખ્યો રંગ.

## ૫૧. વીરને તેડાવીએ

[ હે પતિ ! ચાહે તેટલી જહેમત ઉઠાવીને પણ મારા વીરને તેડાવો. ]

*

સ્વામી મારા ! ચોખા મગાવો ને કંકુડે પીળાવો,
નાત્યુંને નોતરાં અપાવીએ !

નાત્યુંનાં નોતરાં, કટંબને કંકોતરી
મોસાળીઆ વીરને તેડાવીએ !

સ્વામી મારા ! સસરોજી આવ્યા સાસુજી રે આવ્યાં
મારા મૈયરનું કોઈ નાવિયું.

ગોરી મોરી ! તારા મૈયર આડા ડુંગર ઘણેરા
તેની રે મસે કોઈ નાવિયું.

સ્વામી મારા ! ડુંગર કોરાવીને રસ્તા બંધાવો
મામેરીઆ વીરને તેડાવીએ.

ગોરી મોરી ! તારા મૈયર આડા વેરી ઘણેરા
તેની રે મસે કોઈ નાવિયું.

સ્વામી મોરા! જેઠજી આવ્યા ને જેઠાણી આવ્યાં
મારા મૈયરનું કોઈ નાવિયું.

ગોરી મોરી! તારા મૈયર આડા સમદર ઘણેરા
તેની રે મસે કોઈ નાવિયું.

સ્વામી મોરા! સમદર સોસાવીને સડકું બંધાવો
મામેરીઆ વીરને તેડાવીએ.

## ૫૨. વરરાજાની વાટ

[ કન્યાની ઉત્સુકતાભરી વાટ જુએ છે. ]

નાની બેન દાદાજીને વીનવે રે;
મંડપ ઊંચેરા નાખો!

ઊંચી ચડું ને નીચી ઊતરું રે;
જોવું વરરાજા વાટ.

જેઠ ઘોડે ને સસરા હાથીએ
દેર તેજી-પલાણ

વરરાજા બેઠા પાલખી રે
આગળ ચમર ઢોળાય

કોઈ કે, જૂનેગઢ ઊમટ્યો રે
કોઈ કે' હલકયો હાલાર!

કોઈ કે' ચાંદો ને સૂરજ રવ ચડ્યા રે
કોઈ કે' ચંદ્રમાનાં તેજ.

નથી રે જૂનાગઢ ઊમટયો રે
નથી હલકયો હાલાર.

કુંવરી પરણે....ભાઈ તણી રે
એની આવે છે જાન.

## ૫૩ જોવા જાઉં.

[ મુગ્ધ અનની કન્યા પોતે પોતાના વરને પરણતાં પહેલાં જાણે જુદા જુદા વેશ કાઢીને જોઈ લેવા માગતી હોય તેવો ભાવ ઊઠે છે.]

*

મરઘાનેણીનો વર ઊતર્યો વાડીએ રે
હું તો શેને રે મસે જોવા જાઉં રે!
સંધાડે ઉતાર્યો રાંગનો ઢોલિયો રે

હું તો હાથમાં તે લઉં લાલ લાકડી રે
હું તો ગોવાળીની મસે જોવા જાઉં રે–સંધાડે૦

હું તો હાથમાં તે લઉં ફૂલ-છાબડી રે
હું તો માળીની મસે જોવા જાઉં રે–સંધાડે૦

હું તો હાથમા તે લઉં જળ-બેડલું રે
હું તો પાણીલાંની મસે જોવા જાઉં રે–સંધાડે૦

હું તો હાથમાં તે લઉં જમરખ દીવડો રે
હું તો પોંખનારીની મસે જોવા જાઉં રે–સંધાડે૦
૪

## ૫૪. મનડાં વાળો

દાદે નો જોયો દેશ માળવો રે
નો જોઈ ઘેલી ગુજરાત રે બેનીબા!
તમે રે ધોળાં ને રાયવર શામળા રે!

*.. બેનના વર છે શામળા રે
તે દેખી મનડા વાળો રે બેનીબા!
તમે રે ધોળાં ને રાયવર શામળા રે!

## ૫૫. રૂપ અને ગુણ

[ હે પુત્રી! વરના રૂપ સામે નહિ, પણ ગુણ સામે જોજે. રૂપ ને ગુણ બન્ને દેવ પાસે ગયેલાં, ત્યારે દેવે રૂપને તો દૂરથી જ નમસ્કાર કરી વિદાય દીધેલી, ગુણને જ પોતાની પાસે આસન દીધેલું ]

બેની ચડો રે બાઈ મેડીએ,
તમે જુઓને સાસરવેલ

રે રાયજાદી! રે સાહેબજાદી તે ચડિયાં મેડીએ.

રાયવર આવ્યા દાદાજીની ડેલીએ
નજરે નિહાળી સાસરવેલ–રે રાયજાદી૦

દાદા અમે રે ગોરાં ને રાયવર શામળા!
એવો મનમાં લાગ્યો સંદેહ–રે રાયજાદી૦

*જુદી જુદી બહેનોના નામ લેવાય છે.

દીકરા ! તેનો ન કરીએ ઓરતો,
તમે મનમાં કરો ને વિચાર–રે રાયજાદી૦

દ્વારકામાં રણછોડરાય શામળા,
એ તો ગુણ તણો ભંડાર–રે રાયજાદી૦

રૂપ ગુણ બે દેવ પાસે ગયાં,
દેવે રૂપને કર્યાં રે જુવાર–રે રાયજાદી૦

દેવે ગુણને તે દીધાં બેસણાં;
એવો ગરવો ગુણિયલ વરરાય–રે રાયજાદી૦

## ૫૯. લાવે રે છોકરડા !

[ શણગારોની વિનોદભરી માગણી ]

તારી ગહડામાં ગાડી છોડ રે છોકરડા !
*લાલ ધતૂરો વાપર્યો,

મારાં મોન માગે તે લાવે રે છોકરડા !–લાલ૦
[1]કાંબી કડલાં રે લંગર લાવે રે છોકરડા !–લાલ૦

[2]કાવલા ગુજરી ને બેરખા લાવે રે છોકરડા !–લાલ૦
[3]તુલસી ઝરમર ને દોરો લાવે રે છોકરડા !–લાલ૦

[4]વાળી વળીઆં કોકરવાં લાવે રે છોકરડા !–લાલ૦
નહિ તો પોળેથી પાછો વળે રે છોકરડા !–લાલ૦

---

*લાલ ધતૂરો વાપર્યો: તે ધતૂરો પીને આંખો લાલ કરી લાગે છે–
૧. પગમાં પહેરવાનાં. ૨. હાથમાં ૩. ડોકમાં ૪ કાનમાં.

## ૫૭. ચંપો ઘેર ગંભીર

મારા ચોક વચ્ચે રે ચંપો રોપીઓ,
ચંપો થિયો છે રે કાંઈ ગંભીર
વધાવો જી રે મારે આવીઓ.

હું તો વળી રે દાદાજીના દેશમાં,
એના દેશમાં રે ઝાઝાં આંબાનાં ઝાડ–વધાવો૦

એક આંબો પાકે ને કેરી નીપજે,
રસ જમશે રે મારો માડીજાયો વીર-વધાવો૦

મારા ચોક વચે રે ચંપો રોપીઓ,
ચંપો થિયો છે રે કાંઈ ઘેર ગંભીર-વધાવો૦

હું તો વળી રે સસરાજીના દેશમાં,
એમના દેશમાં રે ઝાઝાં ડાંગરનાં ઝાડ–વધાવો૦

એક ડાંગર પાકે ને ચોખા નીપજે,
એ તો જમશે રે મારી નણદીનો વીર-વધાવો૦×

## ૫૮. માઝામાં રેજો

[ વરને પોતાની વિલાસ-મર્યાદા ન વળોટવા વીનવે છે. પહેલી પંક્તિ તો લોકગીતની છે, પણ બાકીનું ગીત આધુનિક રચના જણાય છે ઘોઘા તરફના નાગરોમાં ગવાતું હોવાનું જણાયું છે. ]

*

માઝામું રેજો રાયવર, માઝામાં રેજો !

આંબાની ડાળ્યે બેઠી કોયલ બોલે,
કાચી કેરીમાં રસ નો'યે પરધાન રાયવર !
માઝામાં રેજો !

ગુંજારવ કરતો આ ભમરો ભણે છે,
કાચી કળીમાં મધ નો'યે પરધાન રાયવર !
માઝામાં રેજો !

સૂરજ સાખસી એમ પૂરે છે,
ધરમ ધારીને તમે રેજો ! પરધાન રાયવર !
માઝામાં રેજો !

## ૫૯. સાસરગામનું દર્શન

[ જાન ઉતરતી વેળા ગવાય છે ]

*

ગોરાં ....વહુ તે ભાઈને વીનવે
તારા ગામની સીમડી દેખાડ રાયજાદા રે,
લાલ છેડો લટકાં કરે.

તમે આધેરાં તે ઓઢો ગોરી ઓઢણાં
મારાં છોગલિયાંને છાંયે ચાલી આવ રાયજાદી,
—લાલ૦

ઓલ્યે કેરડે તે ઝાઝાં કેરડાં
ઓલ્યે લવીંગડે તે ઝાઝાં લવીંગ, રાયજાદીરે
—લાલ૦

તારા ગામની બજાર દેખાડ રાયજાદારે,
તારા ગામની શેરિયું દેખાડ રાયજાદારે
—લાલ૦

આવી નદી ને નિર્મળી નિરખો નેહથી;
પરવત–પિયરથી જાય સાયર–સાસરવાસ મારાં ગોરી રે!
—લાલ૦

આવી વાડીઓ તે રાયની રળિયામણી;
જુઓ આંબાડાળે વળગી નાગરવેલ મારાં ગોરી રે!
—લાલ૦

ચંપો મોગરો ને કેવડો સોહામણો
ગૂંજે માલતી ને ફૂલે મકરંદ મારાં ગોરી રે!
—લાલ૦

આવ્યું સરોવર તે આપણું સોનારિયું;
જુઓ કમળે કમળે ભમરા પામ્યા મોહ મારાં ગોરી રે!
—લાલ૦

આવ્યો દરવાજે ને જુઓ ઘોઘા શેરનો
એની દોઢીઓની સાથે શોભા હોય મારાં ગોરી રે!
-લાલ૦

આવ્યા હાટકેશ્વર દર્શન કરીએ હેતનાં;
જુઓ ઉમા-મહેશ્વરની મળી જોડ મારાં ગોરી રે!
-. લાલ છેડા લટકાં કરે.

## ૬૦. વેલ્યે વળુંભ્યો કેવડો

[આવું રસગીત કણબીઓમાં પણ ગવાય છે. ફૂલ-વેલીની સાથે જેમ કેવડો જડાઈ ગયો હોય તેવી રીતે ગાઢ સ્નેહગાંઠથી વર-કન્યા પરસ્પર જડાઈ ગયાં હોવાનું સૂચન કરે છે.]

વાડીમાં રોપાવો રૂડો કેવડો!
આંગણે રોપાવો નાગર વેલ્ય
વેલ્યે વળુંભ્યો રૂડો કેવડો!

ફૂલ વિના ફોરે રૂડો કેવડો,
ફળ વિના ફાલી નાગર વેલ્ય-વેલ્યે૦

કિયા ભાઈનો મોભી રૂડો કેવડો!
કિયા વેવાઈની નમણી નાગર વેલ્ય-વેલ્યે૦

....ભાઈનો મોભી રૂડો કેવડો;
....વેવાઈની નમણી નાગર વેલ્ય-વેલ્યે૦

# મારવાડી લગ્નગીતો

[ રજપૂતાનાના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ગવાતાં ગીતો, તેની શૈલી ને ભાષા જુદાં જુદાં હોય છે. ખુદ મારવાડની અંદર પણ જુદાં જુદાં ગીતો પ્રચલિત છે. આંહીં ઉતારેલાં છે તે બધાં પાલનપુરની પેલી મેર નજીકના મારવાડી પ્રદેશનાં મૂળ વતની અને અત્યારે પેઢીથી ભાવનગર ગામનાં નિવાસી કુંભાર કુટુંબોની બહેનો પાસેથી પ્રાપ્ત થયેલાં છે. આ કુટુંબોનો લગ્ન-વ્યવહાર હજુ સુધી નિજ વતનની સાથે જ ચાલુ હોવાથી આ ગીતો ત્યાંનાં જ છે. છતાં લાંબા વસવાટને લીધે આંહીના વાણી-પ્રયોગોનો પાસ એમાં બેસી ગયો હોવાનું સંભવિત છે. આ મારવાડી કુંભારણ બહેનો એમનાં લગ્ન-ગીતો, ઋતુગીતો, ગરબા વગેરે ઘણી મીઠી હલકે મસ્ત બનીને રાત્રિએ રાત્રિએ ગાય છે. ઘણાં ઘણાં ગીતોમાં સોરઠી ભાવોની આછી ઘાટી છાયા તરવરે છે સોરઠમાંની સંખ્યાબંધ જાતિઓ મૂળે મારવાડ તરફથી આવેલી હોઈ આ સંસ્કારોનું સામ્ય સમજવુ સહેલું છે.]

## ૬૧. માડીજાયો આવશે.

[ મામેરાનું ગીત ]

*

આંગણે આંગણે આંબલીઓ રોપાવું હો જેઠાણી !
હમણે માડીજાયો આવશે રે.
હું તો ઊંચી ચડું 'ને નીચી ઊતરું રે;
જોઉં મારો માડીજાયો વીર રે જેઠાણી !
હમણે માડીજાયો આવશે રે.

ઊંડા ઊંડાં રણમાં ઊડે [૧]ખેહ રે જેઠાણી !
હમણે માડીજાયો આવશે રે;

ઝબક્યાં ઝબક્યાં [૨]ધોરીડાનાં શીંગ રે જેઠાણી !
ઝબક્યાં નાના ભાઈનાં [૩]પાંપણિયાં રે !

ઝબક્યાં ઝબક્યાં [૪]વેલડિયાનાં ઈંડાં રે જેઠાણી !
ઝબકી ભાભલડીની ચૂંદડી !

## ૬૨. સંતોખણ બેનડી

[ વરની માતા પોતાના વીરને મામેરું લઈને આવવા કહાવે છે: હે ભાઈ! તારે કીમતી મામેરું કરવું પડશે તેની ફિકર ન રાખજે. મારે ઘેર અઢળક સાયબી છે તું તારે માત્ર એક લીલું નાળિયેર લઈને આવજે ! હું તો સંતોષી બહેન છું ]

*

વીરા ! નીલૂડું નાળિયેર લઈ આવ !
હું રે સંતોખણ બેનડી.

[૫]ભાયા ! ભલો તે ભેંસોનો લલકાર,
હું રે સંતોખણ બેનડી

ભાયા ! ભલેરી [૬]જોટડિયું હંકાર
હું રે સંતોખણ બેનડી.

ભાયા ! ભલો છે [૭]સાંઢ્યાંનો લલકાર
હું રે સંતોખણ બેનડી.

---

૧. રજ. ૨. બળદ. ૩ પાંપણીઓ. ૪. વેલડી. ૫. ભાઈ.
૬. ભેંસો. ૭. સાંઢિયા.

## ૬૩. આવાંસાં હો રે !

[ વરની ઉક્તિ: હે મૃગનયની ! હું આવું છું. ઘોડાની સવારી કરતો, ઝૂલતે હાથીડે અને શ્રીફળનાં દાન દેતો આવું છું. ]

*

આવાંસાં મારી મરઘાનેણી !
આવાંસાં હો રે

રે ઘોડાંરી ધમસાણે
હાથી ઝૂલતાં નાળેરાં દેતાં
આવાંસાં હો રે !

આવાંસાં મારી પિયરપૂરી !
આવાંસાં હો રે!

ચૂડલા સોયે તો ૧સીરમિયા લેળા લેજો રે !
આવાંસાં મારાં મરઘાનેણી !
આવાંસાં હો રે!

સાળુડા સોયે તો વાણીડા લેળા લેજો રે–આવાંસાં૦
ઘરણાં સોયે તો સોનીડા લેળા લેજો રે–આવાંસાં૦

# ૬૪. રીતાં લાયો

[ વરરાજા કન્યાની છાબ માટે શી શી ચીજો લાવ્યો તેનું વર્ણન છે. સૈંયરો મેડતિયા ( મેડતા ગામના વાસી વર ) ને જોવા નીકળી છે.]

*

ચાલો રે સૈરાં મોજ કેરાં !
મેડતિયો જોવા જાં.

એ....સરદાર લાડલો !
કેડી કેડી રીતાં લાયો ?

ચૂડલા રે લાયો રે જો જોત ઘણા
[1]કાંકણિયારો સેન અપાર.

એ....સરદાર લાડલો !
એડી એડી રીતાં લાયો.

એ ઉમરાવ રવનરો !
એડી એડી રીતાં લાયો હાં—ચાલો૦

છાબ ભરીને કપડલાં રે લાયો
સાળુડારો સેન અપાર

એ....સરદાર લાડલો !
એડી એડી રીતાં લાયો.

એ—ઉમરાવ વનરો !
એડી એડી રીતાં લાયો હાં—ચાલો૦×

## ૬૫. સાચું સગપણ

[ વર કન્યાને મનાવે છે. હે રાણી ! ચાલો, મારે દેશ કેરીઓ પાકી છે. કન્યા કહે છે કે મારાં માબાપ વિના મને શે ગમશે? વર સમજાવે છે કે સાચો સંબંધ તો માત્ર સ્ત્રી-પુરુષનો જ છે, બીજું બધું સગપણ મિથ્યા છે. ]

*

ઝાલી રે રાણી ! હાલો રે આપણે દેશ !
કે આંબા રે પાકા, રસ ઢળે

સોઢા રે રાણા ! મેં કેમ આવું થારે દેશ !
કે રબાબાજી કવેણું રિયો નહિ ચાલે.

સોઢા રે રાણા ! મેં કેમ આવું થારે દેશ,
કે માતા અમારા - મન સમાં.

બાવોજી રે થારા આળ જંજાળ,
કે સાચો રે સગપણ હોય જણાં–ઝાલી૦

-બીજો રે સગપણ આળ જંજાળ,
કે સાચો રે સગપણ હોય જણાં–ઝાલી૦

[ અન્ય સગાંનાં નામ લઈ એનું એ જ ગવાય છે. ]

૧ તારે. ૨ બાપ. ૩. વિહોણું.

## ૬૫. સાચું સગપણ

[ વર કન્યાને મનાવે છે. હે રાણી! ચાલો, મારે દેશે કેરીએ પાકી છે. કન્યા કહે છે કે મારાં માબાપ વિના મને શે ગમશે? વર સમજાવે છે કે સાચો સંબંધ તો માત્ર સ્ત્રી-પુરુષનો જ છે, બીજું બધું સગપણ મિથ્યા છે. ]

*

ઝાલી રે રાણી ! હાલો રે આપણે દેશ!
કે આંબા રે પાકા, રસ ઢળે

સોઢા રે રાણા! મેં કેમ આવું થારે દેશ!
કે રબાવાજી રુવેણું રિયો નહિ ચાલે.

સોઢા રે રાણા! મેં કેમ આવું થારે દેશ,
કે માતા અમારા મન સમાં.

બાવોજી રે થારા આળ જંજાળ,
કે સાચો રે સગપણ હોય જણાં—ઝાલી૦

બીજો રે સગપણ આળ જંજાળ,
કે સાચો રે સગપણ હોય જણાં—ઝાલી૦

[ અન્ય સગાંનાં નામ લઈ એનું એ જ ગવાય છે. ]

# ૬૬. હરિયા વનની કોયલડી

[ વરનાં મનામણાં ચાલુ છે: હે લાડી! તારા સસરાએ તારે માટે હીંડોળો બાંધ્યો હે મારી લીલા વનની કોયલ! તું હીચકવા જલદી ચાલ હવે તું તારા માતા-પિતાનો સ્નેહ છોડીને ચાલી આવ! સરખાવો 'આછેરું' કંકુ ઘોળ્યે રે લાડી'' ( ચૂંદડી ૧૯ ગીત ૭૨ ) ]



[1]વનડી! થારે સસરેજી [2]ડોલર બાધીઓ,
વનડી! [3]હીંડારે [4]ઉમાટે વેલી આવ!
રે મારી હરિયા વનરી કોયલડી!

લાડી! આબા પાકા ને કેરી રસ ઢળે,
લાડી! જામફળરો વડો રે સવાદ
રે મારી હરિયા હરિયા વનરી કોયલડી!

લાડી! મેલો માતારી [5]ચટુ આગળી,
લાડી! છોડો બાવાજી વાળો હેત

લાડી! રાખો સસરાજી વાળો પેત
રે મારી હરિયા વનરી કોયલડી!

[ અન્ય સગાંનાં નામ લઈ ગવાય છે. ]

# ૬૭. મારો દેશ

[ હે લાડી ! તારે પગલે હું વાવ કૂવા ગળાવું, તું મારે દેશ ચાલ ! ]

*

પગે પગે વાવલડી ખોદાવું હો લાખેણી લાડી !
પગે પગે વાવલડી ખોદાવું હો રૂપાળી લાડી !
લઈ ચાલાં મારે દેશ.

દેશલડો ડરિયામણો લાગે હો રૂપાળા લાડા !
દેશલડો ડરિયામણો લાગે હો રૂપાળા લાડા !
નહિ ચાલું થારે દેશ.

*બાવાજીરી અવળુ આવે હો લાખેણા લાડા !
નહિ ચાલું થારે દેશ.

અવળું થારે ચૂડલે લખાવું હો લાખેણી લાડી !
અવળુ થારે ચૂડલે લખાવું હો લાખેણી લાડી !
લઈ ચાલું મારે દેશ.

## ૬૮. તારે કારણે

[હે લાડી, તારા જીવનને કારણે તો મેં પિતાનો પ્રેમ તજ્યો, હવે ચાલ મારી બાગોમાં! મારી બાગમાં ચંપો, મરવો ને કેવડો જેવાં ફૂલ છે: હે પિયુ! તારાં છોગલામાં કેવળ ગલનાં ફૂલ છે! તું બીજાં ફૂલોની જૂઠી વાતો કરે છે.]

*

*મેં તો થારા જીવન વની! કારણીએ,
મેં તો છોડચા બાવાજી વાળાં હેત
હાલોને વની વાગાંમેં!

વાગાંમેં ચંપો ને મરવો કેવડો,
વાગાંમેં [1]ચંપોલડીરાં ફૂલ
હાલોને વની વાગાંમેં!

ગલરે ફૂલ વનાજી થારા છોગામેં,
ગલરા ફૂલ ભમરજી થારા [2]પેચામેં
હાલોને વની વાગામે!

---

* સરખાવો:

મેં તો દાદા મારાને દુભાવ્યા રે
તારા આછા ઘૂંઘટડાને કારણ હો લાડડી!
હજી રે સમજ મારી કોયલડી!
(ચૂંદડી ૧ : ગીત ૭૩)

૧ ચંબેલીનાં ફૂલ. ૨. પાઘડીનો પેચ.

# ૬૯. મારા દેશમાં

[ હે કન્યા ! મારા દેશમાં લઈ જઈને હું તને સારી પેઠે સોનાનાં આભૂષણો પહેરાવી પીળી હળદર જેવી, રૂપાના અલંકારો સજાવી ધોળી સફેદ અને કંકુના શણગાર કરાવી લાલચોળ બનાવી દઈશ ! ]

•

ડુંગર ઉપર ડેરડી રે વની !
[1]જણ ઉપર દાડમ દ્રાખ,
થારા દાદાને કહી દેજે રે વની !
લઈ હાલું મારડે દેશ.

બાળક વની ! લઈ હાલું મારડે દેશ,
મારા તે દેશમા રૂપું ઘણું રે વની !
[2]કર દેશાં ધોળી સફેદ !
બાળક વની ! કર દેશાં ધોળી સફેદ !

ડુંગર ઉપર દેરડી રે વની !
જણ ઉપર દાડમ દ્રાખ,
થારા વીરાને કહી દેજે રે વની !
લઈ હાલુ રે મારડે દેશ

મારા તે દેશમાં સોનું ઘણું રે વની !
કર દેશાં પીળી હળદ !—ડુંગર૦

૧ જેના. ૨ કરી દઈશ.

થારા મામાને કહી દેજે રે વની!
લઈ હાલું રે મારડે દેશ.

મારા તે દેશમાં કંકુ ઘણું રે વની!
કર દેશાં લાલ લપેટ!–ડુંગર૦

## ૭૦. પ્રેમની વાતો

[ હે લાડી! તારે માટે શણુગાર લાવ્યો છું. મુખેથી બોલ તો ખરી. હે લાડડા! કેમ કરીને હું બોલું? મારા મોંમાં તાંબુલનીપટ્ટી છે. ]

*

ચૂડલા લાયો રે વની!
કે [1]મુંઢ બોલ તો ખરી!

કે કી[1] કર બોલું હો વના!
કે મુંઢે પાનરી બીડી!

કે મુંઢે પાનરી બીડી
કે હીરા લાલસું જડી.

કે હીરા લાલસું જડી
કે મૂઠી મો'રસું ભરી

કે મૂઠી મો'રસું ભરી
કે બાતાં પ્રેમસું કરી!×

---

૧ મોઢે. ૧ કેમ કરીને.
× એની એ પંક્તિઓ જુદા જુદા અલંકારોનાં નામ લઈને ગવાય છે.

## ૭૧. ચરકલી

[ પુત્રીની વિદાય વેળાનું ગીત· આપણા ગીત "દાદાને આંગણુ આંબલો" જેવુ. ]

*

બાઈના બાવારે આંગણુ આંબલો,
બાઈ રમતાં આંબલિયારી છાંય રે
નીલા વનરી ચરકલી!
[1]ભાવા! દીધાં તે ધણુ પાછાં ને આવે
ઈ તો ઊડી જાશે પર ઘેર રે
નીલા વનની ચરકલી!

[ અન્ય સગાંનાં નામ મૂકીને એની એ જ પંક્તિઓ ફરી ગવાય છે.]

## ૭૨. વનજી વાગાઁમેં

[ આ શૃંગાર–ગીત છે. વર બાગમાં આવ્યો છે. રૂપિયા આપીને નવવધૂને રિઝવવાની ગ્રામ્ય રીતિની આ ગીતમાં નોંધ છે. નવવધૂને લગ્નની પહેલી રાતે ઘૂમરો ઊડાવવા વગેરે માટે રૂપિયા આપીને મનાવવાની રીત પ્રચલિત હતી–અટકે છે.

ચૂડલો પણુ લાવજો વનાજી રાજ!
વનડી જોવે ચૂડલારી વાટ, વનજી વાગાઁમેં.
ઓઢી પેરી ઊભાં સરાંથીએ વનાજી રાજ!
વનજી તાણે વનીરો હાથ, વનજી વાગાઁમેં.

---

1 બાઈ.

હાથલડાં [1]મતી તાણજો વનાજી રાજ !
રૂપિયા માગું સાડી સાત, વનજી વાગાંમે.
ચાર દેશાં [2]સોનલાં વનીજી રાજ !
સાડા ત્રણુરી કરો ઉધાર, વનજી વાગાંમે.
ઉધાર બુધાર મેં ને કરાં, વનાજી રાજ !
પારકા જીવરો શો [3]વશવાસ વનજી વાગાંમે.

## ૭૩. રંગના પ્યાલા

[ આ પણ શૃંગાર-ગીતઃ સીરવણુ (મણિયારા) ની વાદળ જેટલી ઊંચી દુકાને ચૂડલા ઉતરાવી, એ ચૂડલા પહેરીને કન્યા ઓરડે ઘૂમતી પોતાના પતિને મદ્યના પ્યાલા પીવરાવે છે. મારવાડી રજપૂતોનો રિવાજ. ]

*

ઊંચેલા વાદળીઆ ને સીરવિયારે હાટે
ચૂડલા [4]સીરાવત હાજર ઊભી બનલી.
ચૂડલા પેરીને વનલી ડેરે ડેરે ફરતી,
વનલી ડેરે ડેરે ફરતી,
કેસરિયાને દોદા પ્યાલા દેતી વનલી;
બાળુડાને રંગરા પ્યાલા દેતી વનલી,
—ઊંચલા*

---

૧. મા, નહિ. ૨. એ નામનો સિક્કો. ૩. વિશ્વાસ. ૪. ઉતરાવતી.

[ * 'વાણીડારે હાટ-સાળુડા' વગેરે મૂકી એ જ ગીત વારંવાર ગવાય છે. ]

# ૭૪. કાંઇ લાયા રે!

[ કન્યા પૂછે છે, શું લાવ્યા? વર કહે છે, તારે પહેરવાના અંલકાર. કન્યા કહે: 'હે સ્વામી! ધીરે ધીરે બોલો. સાસુજી સાંભળશે તો મને ઠપકો દેશે.' વર કહે: 'સ્ત્રી! ઠપકો નહિ દેવરાવું. તને તો મારા શિર પર રાખીશ. તને દળવા નહિ દઉં. મજૂરી ચુકાવીને બીજા કોઈ પાસે દળાવીશ' ]

*

કાંઈ લાયા વના! [1]થે કાંઈ લાયા રે!
કે [2]થારી રંગરી ડબીમેં વના થે કાંઈ લાયા રે!

ચૂડલા લાયા રે!
આળક વની! ચૂડલા લાયા રે;
કે થારે [3]પેરવારી [4]અતરાઈ કે વની! ચૂડલા લાયા રે!

ધીમા બોલો રે!
[5]હરિયાળા લાડા! ધીમા બોલો રે!
કે મારી સાસુડી સાંભળે ને નણદી દેશે મને ગાળ.

નહિ દેવરાવાં ગાળ!
હરિયાળી લાડી! નહિ દેવરાવાં ગાળ!
કે થાને છોગલા ઉપર રાખાં, થાને નહિ દેવરાવાં ગાળ!

[6]મૂલ પીસાડું રે
લાખેણી લાડી મુલ દળાવું રે!
કે થાને છોગલા ઉપર રાખું, થાને નૈ દેવરાવાં ગાળ!

---

૧. તમે ૨. તારી. ૩ પહેરવાની. ૪ ચતુરાઈ. ૫ લીલા. ૬ પૈસા આપીને દાણા દળાવું.

## ૭૫. હસીને બોલો !

[ હે પતિ ! તમે ચૂડલા વગેરે ઘડાવીને લાવ્યા, પણ મારી સાથે હસીને બોલશો તો જ હું ચૂડના હોશે હોશે પહેરીશ જો વઢીને બોલશો તો આભૂષણ પાછાં આપીશ ]

*

વનજી ! સીરવીઆરે હાટે
ઊભા પ્યારા લાગો સરદાર !

વનજી ! ચૂડલા સીરાવો
વનીરે [1]ઉરે આવો સરદાર !

વનજી ! [2]વાદળિયાં મેલાંમે
બાળક વની ઊભાં સરદાર !
છોટી લાડી ઊભાં સરદાર !

વનજી ! હસીને બોલો તો
ચૂડલા સારા ઝીલાં સરદાર !

વનજી ! [3]વેરાજી બોલો તો
ચૂડલા પાછા દેશાં સરદાર !

---

૧ મદેશે. ૨ વાદળ સમા ઊંચાં. ૩ બેસ્રાજી : નારાજથી.

# ૭૬. પ્રેમ–ગોષ્ઠિ

[ શૃંગાર–ગીત : હે સ્ત્રી ! મને તારા ઘૂંઘટની મોહિની લાગી. હે સ્વામી ! મને તમારા છોગાની પ્રીતિ લાગી. હે સ્ત્રી ! મને તારા દેહની ઉષ્માનો પસીનો વળ્યો. હે સ્વામી ! તો તમારા છોગા વતી પવન ઢોળો ! ]

ચૂડલા લાયા વનાજી [1]સીરમ દેશના,
લાવે ને પેરાવે બાળક વનીને.

લાવે ને પેરાવે છોટી લાડીને.
બાળક વની મોલાંરે ઉપર લે ચડે.

મોલ્લોમેં ચંપો ને મરવો કેવડો.
[2]ગલરાં ફૂલ વનાજી થારાં છોગાંમેં !

[3]ચત લાગ્યો લાડલડી થારા ઘુંઘટરો !
મન મોયો વનાજી થારા પેસાનો !

[4]પરેહો વળીયો વનીજી થારી [5]ગરમાઈ નો
વાયરો ઢાળોં વનાજી મનમેં આવે તો !

વાયરો ઢાળો ભમરજી મનમેં આવે તો !
વાયરો ઢાળો ભમરજી પીળાં [6]પેસાંનો !

[ બીજાં અલંકારોનાં નામ લઈને ગવાય છે. ]

---

૧. સિંહલદ્વીપ. ૨ ગલગોટાનાં ફૂલ. ૩ ચિત્ત. ૪ પસીનો. ૫ દેહની ગરમી. ૬ છોગાનો.

## ૭૭. કોણ કોણ પ્યારા ?

[ આંબા અને લીંબુ લુંબાઝુંબ પાક્યાં છે. વર-વહુ બેઠાં છે. વર હેતથી વાત પૂછે છેઃ 'હે માલવણ! તને તારા પિયરમાં કોણ પ્યારું?' સ્ત્રી જવાબ આપે છેઃ 'હે સ્વામી! એક તો પ્યારા માત પિતા: એથી સવાઈ પ્યારી મારી માતા.' આવો ઉત્તર સાંભળીને વર ખિજાય છે. પરણ્યા પછી સ્ત્રીને પિયરિયાં પર પ્યાર રહે એ એને ગમતું નથી. એ ધમકી આપે છે કે 'જૂઠી વાતઃ આવું બોલીશ તો હું ફરીથી પરણીશ. તને તજીશ.' સ્ત્રી પણ એટલા જ ગર્વથી કહે છે કે 'હે સ્વામી! એક નહિ પણ બે પરણજે! તારી કરાવી કરીને હું મારા માવતરને નહિ વિસારું.' પછી પુરુષ પૂછે છે કે 'તને સાસરવાસમાં વહાલું કોણ?' સ્ત્રી કહે છે, 'સસરો ને સાસુ.' આ જવાબ વરને મીઠો લાગે છે!]

[1]જણસું સવાઈ મારી માતા માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

જૂઠ હે વનડી થેં તો જૂઠ છો બોલે !
ફેરે [2]પરણી હું [3]દોહે ચારે માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

એક પરણીતાં મારૂજી ! દો દો પરણીજો,
થારી ડરાઇ નહિ ડરું માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

વનડો પૂછે વનડી ! હેતાંરી બાતાં.
થારે સાસરીએ કુણ કુણ પ્યારાં માલવણી !
નીંબુ બોરંગ પાકાં.

# ૭૮. ઘરની કૂંચી

[લાડી લાડાને પૂછે છે કે ઘરની ચાવી કોને સોંપી આવ્યા? લાડો જૂઠેજૂઠું કહે છે કે 'ચાવી તો બાપુને દઈ આવ્યો છું વગેરે.' લાડી ખીજે બળીને કહે છે કે 'એ બધા તો ઘરને ફના કરી નાખશે! મારો જીવ ઊંચે ચડી જાય છે. તે શીદ બીજાને ચાવી દીધી?' આખરે લાડો હસીને કહે છે કે 'ચાવી તો આ મારી કસે બાંધેલી છે!' સાંભળીને લાડીનો જીવ હેઠો બેસે છે! કેમ જાણે ઘર પોતાનું જ થઈ ગયું હોય! વિનોદ–ગીત છે.]

*

રણુક ઝણુક ચાલી લાડી સીમે આવી બોલી રે,
રાયવર! કૂંચી [1]કણુજીરે સુંપી!
લાડડા! કૂંચી કણુજીરે સુંપી!
[2]હેલીવાળા! કૂંચી કણુજીરે સુંપી!

કૂંચી તો મારા બાવાજીરે સુંપી હો,
બાવોજી થારો [3]અમલડે ઘર ઘાલે હો;
હેલીવાળા! હવે જીવડો [4]દોરો!

રણુક ઝણુક લાડી સરવર આવી બોલી રે,
રાયવર! કૂંચી કણુજીરે સુંપી!
રાયવર! કૂંચી કણુજીરે સુંપી!
હેલીવાળા! કૂંચી કણુજીરે સુંપી!

---

૧ કોને. ૨ પાઘડીવાળા. ૩ તારો બાપ તો અફીણમાં ઘર ફના કરી નાખશે. ૪ વિહ્વળ.

કૂંચી તો મારાં માતાજીરે સુંપી
માતાજી થારા [1]રીવડીએ ઘર ઘાલે
રાયવર હવે જીવડો દોરો–રણુક૦

કૂચી તો મારા કાકાજીરે સુપી
કાકાજી થારા [2]કરચલીએ ઘર ઘાલે!
રાયવર હવે જીવડો દોરો–રણુક૦

કૂંચી તો મારા ભાઈજીરે સુપી!
ભાઈ તો થારા [3]જુવારણે ઘર ઘાલે!
રાયવર હવે જીવડો દોરો–રણુક૦

કૂંચી તો મારી [4]વાઘારે કસ બાંધી!
હેલીવાળા! હવે જીવડો [5]પ્રોરો!

---

૧ તારી મા તો દીકરીએ (દીકરીને દઇ દેવામાં) ઉડાવી નાખશે.
૨ તારો કાકો તો ઊંટમાં (ઊંટો લેવામાં) ફના કરી દેશે, કરહલો, કરલો, કરલિયો, એટલે ઊંટ. ૩. જુદા થવામાં મજીઆરા વહેંચવામાં.
૪ અંગરખાની કસે ૫ રાત.

# પારસી લગ્ન–ગીતો

૭૯

[ લગ્ન આડા પાંચ દિવસ રહે છે ત્યારે આ ગીત ગવાય છે. એમાં પરણતા પુત્રનો, છેક જન્મથી માંડી લગ્ન સુધીનો ટૂંક ઇતિહાસ છે. પ્રથમ ગર્ભવાસના નવ મહિના ગવાય છે પછી જન્મ, ઉત્તરોત્તર નાવણુ, બાલ્યાવસ્થા, કિશોરાવસ્થામાં તોફાન, વિદ્યા–પ્રાપ્તિ, પોતાની પસંદગીનું પરણેતર વગેરે ભૂમિકાઓ વર્ણવાય છે ]

*

સરસ્વત સ્વામીને વીનવું [1]સાએલરી રે,
એને ગણુપત લાગવું પાયે પતોરરી રે

હું તમને પૂછયું મારા પીરોજબાઈ સાએલરી રે,
કઈએ [2]બારો શી પેરે [3]જાયો પતોરરી રે

પહેલો માસ અજાણ્યો જાયે સાએલરી રે,
કંઈ બીજે તે [4]ફેર લ્હોરે જાયે પતોરરી રે

ત્રીજે માસ રે સાકર સેવી સાએલરી રે,
કઈ ચોથે તે સેવી દરાખ પતોરરી રે

---

૧ સાહેલડી. ૨ પુત્ર (બાળો) જન્મ પામ્યો ૪ સગર્ભા સ્ત્રીને ફેર (ચક્કર) ચડે છે તે.

પાંચમે માસે તે પચમાસીઆં સાએલરી રે.
કંઈ છઠ્ઠો તે છઠ્ઠો આઈનો જાયો પતોરરી રે.

સાતમે માસે રે સતમાસીઆ સાએલરી રે,
કંઈ આઠમો તે અણગમ્યો જાયે પતોરરી રે.

નવમે માસે તે [1]ખોળો ભર્યો સાએલરી રે,
કંઈ દશમે તે બારો જાયો પતોરરી રે.

ધરતી પગ દઈ જનમીઓ સાએલરી રે,
એનો સોનાં છરી [2]નાર વધેરીઓ પતોરરી રે.

પાણી હતાં દૂધે [3]અંગોળાવ્યો સાએલરી રે,
કંઈ ચોખા હતા મોતીએ વધાવ્યો પતોરરી રે.

ત્રણ દહાડાનો જળઉવો સાએલરી રે,
એની માડીના દૂધ પિવાડયાં પતોરરી રે.

પાંચ દહાડાનો જળઉવો સાએલરી રે,
એની [4]માંડીસે પાંચે [5]ન્હાનાં ન્હાયો પતોરરી રે.

સાત દહાડાનો જળઉવો સાએલરી રે,
કંઈ એ જાયનાં નામ જોવાડો પતોરરી રે !

---

૧ સીમન્ત વખતે ખોળામાં શ્રીફળ તેમજ બીજી કેટલીક વસ્તુઓ મૂકે છે તેને 'ખોળો ભર્યો' કહે છે. ૨ ડુંટી સાથે ચોંટેલું નાળ કાપવામાં આવે છે. ૩ નવરાવ્યો. ૪ માતાની સાથે. ૫ ન્હાણું નાવણ.

તેડા રે જોષીના બેટા સાએલરી રે,
કંઈ એ જાયાના નામ જોવાડા પતોરરી રે.

લાવો રે દુધનાં ત્રાબડા સાએલરી રે,
કંઈ જોષીનાં પગ ધોવાડા પતોરરી રે

લાવો રે કંકુના દાબડા સાએલરી રે,
કઈ જોષીનાં પગ પીળાવો પતોરરી રે

માડો રે જોષીનાં [1]બેસનાં સાએલરી રે,
કંઈ ઘુઘરીઆરો [2]પાત પતોરરી રે

થાળ ભરો રે સગ મોતીએ સાએલરી રે,
કાઈ જોષીને આવતા વધાવો પતોરરી રે

જોષીએ ટીપનાં વાચીઆં સાએલરી રે,
એના નામ આપ્યો ફિરોજશા જાએ પતોરરી રે

દશ દહાડાનો જળઉવો સાએલરી રે,
એની માડીસે દશે [3]ન્હાના ન્હાએ પતોરરી રે

વીશ દહાડાનો જળકવો સાએલરી રે,
એની માડીસે વીસ નહાના ન્હાયો પતોરરી રે

ચાલીશ દહાડાનો જળકવો માએલરી રે,
[4]એની માડીસે ચાલીશાં ન્હાયો પતોરરી રે

---

૧ બેસણુ. આસન. ૨ પાટ. ૩ નાવણ ૪ સુવાવડ સવા મહિનાની
રૂપ છે.

ત્રણ મહિનાનો જળઉવો સાએલરી રે,
એનાં [1]મમાવાની ખડકીએ સિધાવ્યો પતોરરી રે.

પાંચ મહિનાનો જળકવો સાએલરી રે,
એનાં [2]બપાવાને ઘેર સિધાવ્યો પતોરરી રે.

એનાં [3]બપાઈએ મોતીએ વધાવ્યો સાએલરી રે,
એનાં બપાઇએ [4]જોરે [5]ઝોરાવ્યા પતોરરી રે.

સાત મહિનાંનો જળઉવો સાએલરી રે,
એના બાવાએ ખોળે રમાડયો પતોરરી રે.

એક વરસનો જળઉવો સાએલરી રે,
કંઈ શેરીએ રમવા સિધાવ્યા પતોરરી રે,

સોનાં [6]મીલ્લી રે રૂપાં દાંડીઆ સાએલરી રે,
કંઈ શેરીએ રમવા સિધાવ્યો પતોરરી રે.

પડોશણની બાંગી [7]ચાતરી સાએલરી રે,
માળીનો [8]બેડીઓ મોગરો પતોરરી રે.

પાણિયારીનાં બેડલાં ફોડીઆં સાએલરી રે,
કંઈ લોકોની લાવ્યો રાવ પતોરરી રે.

બાઈ રે પીરોજબાઈ તારો બેટડો સાએલરી રે,
કંઈ [9]આડના કરતાને વાર પતોતરી રે.

---

૧ માનો પિતા. ૨ બાપનો બાપ. ૩ બાપની મા. ૪ ઝોળીએ. ૫ પોઢાડ્યો (ઝુલાવ્યો). ૬ મોઈ. ૭ તક્તી. ૮ ભાંગ્યો—વેડીઓ. ૯ આડાઈ-મસ્તી.

કંઈ એ મારાને બાવાજીનો લાડ સાએલરી રે,
કંઈ એ મારાને મમાવાનો લાડ પતોરરી રે.

સાત વરસનો જળઉવો સાએલરી રે,
કંઈ નિસાળે ભણવા સિધાવ્યો પતોરરી રે.

[1]સુના પાતી રે રૂપા ખડિયો સાએલરી રે,
કંઈ લેખાં લખે હજાર પતોરરી રે.

લખી ભણી ઘેરે આવીઆ સાએલરી રે,
બાવાજીને કીધી રે સલામ પતોરરી રે.

કંઈ બપાઇને લાગો રે પાય સાએલરી રે,
કંઈ માતાજીને લાગો રે પાય પતોરરી રે.

મારો ફિરોજશાહ તો વિનવે રે બાવાને સાએલરીરે,
બાવા મોરા મુજને પરણાવો પતોરરી રે.

[2]કંઈ હોય ને પરણાવું રે મારા દીકરા સાએલરી રે,
મને ઘડી યે ન લાગે વાર પતોરરી રે.

ફીરોજશાહ તો [3]લીલરા શોધવા સિધાવ્યા સા૦
કંઈ કન્યા ઘરે માત નહોતાં પતોરરી રે.

વરનાં માડી [4]વનવારે [5]ધુતાં સાએલરી રે,
કંઈ વરના બાવા વેપારે ધુતા પતોતરી રે.

---

૧. સોનાની પાટી. ૨ તારા લાયક કોઈ કન્યા મળે તો પરણાવું. ૩ કન્યા ૪ વ્યવસાય. ૫ રોકાણું.

લીલરી શોધી ઘેરે આવીઆ સાએલરી રે,
બાવા મોરા મુજને પરણાવો પતોરરી રે

લાખ બે લાખના વરના વાઘા સાએલરી રે,
સવા લાખની વરની પાંમરી પતોરરી રે

અરધા લાખની વરની પાઘડી સાએલરી રે,
કંઈ લાખ બે લાખના વરના [1]દેવાજા પતોરરી રે

ઘુંઘરીઆરા વરના [2]કનડોરા સાએલરી રે,
[3]માંડરીઆરા વરના બેરખા પતોરરી રે.

અરધા લાખનાં વરનાં વેઢીઆં સાએલરી રે.
કંઈ લાખ બે લાખના વરના ઘોડુલા પતોરરી રે

કેઈ સવાઘા પહેરો રે વરરાય સાએલરી રે,
કંઈ પામરી ઓઢો વરરાય પતોરરી રે.

કંઈ પાઘડી બાંધો રે વરરાય સાએલરી રે,
કંઈ ઘુંઘરીઆં પહેરો રે વરરાય પતોરરી રે

કંઈ માંડરીઆ બાંધો રે વરરાય સાએલરી રે,
કંઈ વેઢીઆં પહેરો વરરાય પતોરરી રે.

[4]તીલી ચલાનાં તેલે ભર્યાં સાએલરી રે,
કંઈ [5]મરદાન કરો રે વરરાય પતોરરી રે.

---

૧ પહેરવાનું એક પ્રકારનું વસ્ત્ર. ૨. કંદોરા. ૩ માદળિયાવાળા. ૪ તેલનાં થલાણા. ૫ મર્દન

તાંબાકુતી જળે ભરી સાએલરી રે,
કંઈ અંગોળ કરો વરરાય પતોરરી રે.

[1]આબોલા વરખની કાંસકી સાએલરી રે,
એને લૂંછો રે નવરંગ ચીર પતોરરી રે.

વરનાં ભાભી લૂંછન [2]દેવો સાએલરી રે,
કંઈ લૂંછને લૂંછી વર સંચરીઆ પતોરરી રે.

વરનાં બ્હેની સવાઘા દેવો સાએલરી રે.
કંઈ સવાઘા પહેરી વર સંચરીઆ પતોરરી રે.

વરનાં માડી પાંમરી દેવો સાએલરી રે,
કંઈ પાંમરી પહેરી વર સંચરીઆ પતોરરી રે.

વરનાં કુઈ પાઘડી દેવો સાએલડી રે,
કાંઈ પાઘડી પહેરી રે વર સંચરીઆ પતોરરી રે.

વરના મામા કનડોરા દેવો સાએલરી રે,
કંઈ કનડોરા પહેરી વર સંચરીઆ પતોરરી રે.

વરના વીરા વેઢીઆં દેવો સાએલરી રે,
કંઈ વેઢીઆ પહેરી વર સંચરીઆ પતોરરી રે.

વરના માસા માંડરીઆ દેવો સાએલરી રે,
કંઈ માંડરીઆં પહેરી વર સંચરીઆ પતોરરી રે.

વરના સસરા ઘોડુલા દેવો સાએલરી રે,
કંઈ ઘોડલે બેસી વર સંચરીઆ પતોરરી રે.

૧ આંબાનું વૃક્ષ. ૨ આે.

વરના મામાજી મોસાળાં દેવો સાએલરી રે,
કંઈ મોસાળાં લઈ વર સંચરીઆ પતોરરી રે.

વરનાં સાસુ સવાધા દેવો સાએલરી રે,
કંઈ સવાધા પહેરી વર સંચરીઆ પતોરરી રે

વરનાં સાળી ફૂલ ગજરા દેવો સાએલરી રે,
કંઈ ફૂલ ગજરા પહેરી વર સંચરીઆ પતોરરી રે.

ફિરોજશાએ સાળાને પુછીઆં સાએલરી રે,
*સાળા હરણુ શો કરે રે પોકાર પતોરરી રે

આજે મારી બ્હેનનું પરણે છે સાએલરી રે,
તેની ભલી ભલી હોય રે જમણવાર પતોરરી રે.

ફિરોજશાએ પારે ઘોડા ખેલાવ્યો સાએલરી રે,
જઈ ઊભા ગરવી ગુજરાત પતોરરી રે

જરબાઈ તો રડે ને [1]રિસાય સાએલરી રે,
હું તો જાઉં રે ફિરોજશાની સાથ પતોરરી રે

[2] જરબાઈને બાવા વિનવે સાએલરી રે,
તને શેર સોનાનો શણગાર પતોરરી રે.

* પોતાના લગ્નને નિમિત્તે ઘણા હરણુને હણવામા આવશે, એ ન સહેવાયાથી વર ચાલ્યો જતો હોય એવો જીવદયાનો ધ્વનિ આહીં લાગે છે. બરાબર આવી જ રીતની નેમનાથ-રાજુલની કથા જૈનોમા પ્રચલિત છે.

૧. રૂએ. ૨ પુત્રીને વર પાછળ જતી અટકાવવા માટે પિતા ઘણી લાલચો આપે છે, પરંતુ પુત્રી નથી લલચાતી.

તારો મણ મોતીનો હાર સાએલરી રે,
તારા મોટેરા આવાસ પતોરરી રે.

મોટેરા આવાસ મારી ઝૂપડીએ સાએલરી રે,
શેર સોનું રે મારી સુખડી પતોરરી રે.

તારા મણ મોતી કરું રે ખેરાત સાએલરી રે,
હું તો જાઉં મારા પતિની સાથ પતોરરી રે.

ગાયને ચરાવતા ભાઇ ગોવાળા સાએલરી રે,
કંઈ ક્યાંયે મારા પતિને દીઠા પતોરરી રે.

હું શું ને જાણું રે બાઈ બ્હેનડી સાએલરી રે,
તારો પતિ તે કેવો રે હોય પતોરરી રે.

૮૦

[ વર તોરણે આવે છે ત્યારે કન્યાની માતા ઉંબરની અંદર ઊભા રહી જમાઈના માથા પરથી શ્રીફળ, સોપારી, ખારેક વગેરે વસ્તુઓ ઓવારે છે, તે વખતનું ગીત ]

*

વરને સાસુ તે [1]અર્ઘવા નીસર્યા,
મસ્તકે તે બાંધ્યા મોડ રે
વર આવ્યો તે [2]જરબાઇ તારો,
માગે ઉતારા ને ઠાર રે

ઉતારા આપો બાગના,
મન હસે તે વરના બાપનાં.

ઉતારા આપો વાડીના,
મન હસે તે વરનાં માડીનાં

ઉતારા આપો મહેલના
મન હસે તે વરની બહેનનાં

ઉતારા આપો આભાના
મન હસે તે વરના મામાનાં

આપો આપો તે નગર ગામ
આપો તે બહોળા રાન
આપો તે આંબા [3]
આપો આપો ચોરાશી [4]
[5]નહિ લેવું તે નગર ગામ
નહિ લેવું તે બહોળાં રાન

1 અર્ઘ્ય દેવા. ૨ પરણતી કન્યાનું નામ ૩ આંબલી

નહિ લેવું તે આંબા આમળી!
નહિ લેવું ચોર્યાશી ચોતરાં!

બેટી લેવું રૂસ્તમજીઆ બાપની
મારાં જીવીયાં પરમાણ રે.

બહેની લેવું જહાંગીરજીઆ બાપની
મારાં પરણિયાં પરમાણ રે

બેટી લેવું રૂસ્તમજીઆ બાપની
મારાં જીવીયાં પરમાણ રે

એ ઘેર તે [1]ચોરી સરાવીએ
એ ઘેર તે [2]એરવદ બોલાવીએ

[3]હાથોમેં હાથ મિલાવીએ
[4]ચાવલની ઉરે છાંટ રે.

૮૦

[ વર તોરણે આવે છે ત્યારે કન્યાની માતા ઉંબરની અંદર ઊભા રહી જમાઈના માથા પરથી શ્રીફળ, સોપારી, ખારેક વગેરે વસ્તુઓ ઓવારે છે, તે વખતનું ગીત ]

*

વરને સાસુ તે [1]અર્ઘવા નીસર્યા,
મસ્તકે તે બાંધ્યા મોડ રે.
વર આવ્યો તે [2]જરબાઇ તારો,
માંગે ઉતારા ને ઠાર રે.

ઉતારા આપો બાગના,
મન હસે તે વરના બાપનાં.

ઉતારા આપો વાડીના,
મન હસે તે વરનાં માડીનાં.

ઉતારા આપો મહેલના
મન હસે તે વરની બહેનનાં.

ઉતારા આપો આંબાના
મન હસે તે વરના મામાનાં.

આપો આપો તે નગર ગામ રે
આપો તે બહોળાં રાન રે.

આપો તે આંબા [3]આંબળી
આપો આપો ચૌરાશી [4]ચોતરાં.

[5]નહિ લેવું તે નગર ગામ રે!
નહિ લેવું તે બહોળાં રાન રે!

---

૧ અર્ઘ્ય દેવા. ૨ પરણતી કન્યાનું નામ ૩ આંબલી ૪ ચૌટાં. ૫ નહિ લઉં

નહિ લેવું તે આંબા આમળી !
નહિ લેવું ચોર્યાશી ચોતરાં !

બેટી લેવું રૂસ્તમજીઆ બાપની
મારા જીવીયાં પરમાણ રે.

બહેની લેવું જહાંગીરજીઆ બાપની
મારાં પરણિયા પરમાણ રે

બેટી લેવું રૂસ્તમજીઆ બાપની
મારાં જીવીયાં પરમાણ રે.

એ ઘેર તે [1]ચોરી સરાવીએ
એ ઘેર તે [2]એરવદ બોલાવીએ

[3]હાથોએ હાથ મિલાવીએ
[4]ચાવલની ઉરે છાંટ રે.

---

૧ અસલ સંસ્કૃત શબ્દ 'ચત્વારિ' પરથી ચાર સ્થંભવાળુ લગ્નનું સ્થળ
૨ પારસીઓના પુરોહિત ૩ હસ્ત-મિલાપ (હાથેવાળા)ની ક્રિયા.

૪ ગુજરાતી હિન્દુઓમા ઘઉંઆ પાંઉંઆ ઉરાડે છે તે રીતે રાંધેલા ચોખા ઉડાવવાની ક્રિયા અન્ય દેશોમા પણ કરવામા આવે છે. એ સંબંધે "Marriage-customs in Many Lands" નામના પુસ્તકમા લખે છે કે—"The throwing of rice wheat and other seeds was clearly symbolic of fertility and expressive of the hope that the bride in time be a happy mother of children Abundance may be a secondry meaning"

મારી પાવોલે ચોરી નવરંગી
ત્યાં તો રમે છે ઢેલ્ય ને મોર રે.

ઢોલી વગાડે છે ઢોલ રે
ગરનાઈના શબ્દ સોહામણા.

[1]ગાયનનાં ગળાં મોકળાં
ગાયે લગનનાં ગીત રે.

૮૧

જી રે! કુમારી કન્યાએ લખી મોકલ્યાં,
લખેશરી વર વહેલો ચાલ! છતરવીને લાડ કરો.

જી રે! હું કેમ આવું રે લાડી એકલો,
મને બાવા વીનવતાં લાગે વારો રે, છતરવીને લાડ કરે.

તારા બાપુને બંધાવીશ પાઘડી,
તારી માડીને પોપટીઆરો ચીર રે, છતરવીને લાડ કરે.

જીરે! લાખેણી લાડીએ લખ્યાં મોકલ્યાં,
વહેવારીઆ વર, વહેલો ચાલ! છતરવીને લાડ કરે.

જી રે! હું કેમ આવું રે લાડી એકલો,
મને કાકા વીનવતાં લાગે વારો રે, છતરવીને લાડ કરે.

તારા કાકાને પહેરાવીશ પામરી,
તારી કાકીને પટોળાંની જોડ રે, છતરવીને લાડ કરે.

૧ ગાયણ; ગાવાવાળી; પારસી કોમમાં ખાસ ગાનારી સ્ત્રીઓનો વર્ગ હોય રજપૂતો વગેરેમાં 'લંઘા'ની જાત ખાસ ગાનાર હોય છે.

૮૨

[ લગ્ન સમાપ્ત થાય પછી ગવાય છે એમાં દીકરીઓ પ્રત્યે સાસરવાસમા થતા વર્તાવનો ધ્વનિ છે ]

*સાસુજી ! એમ ના જાણતાં કે વહુ મોટી રે,
અમે એને દહીંએ ને દૂધે પોષી રે
સાસુજી ! હૈયાં તે કરજો ભોળાં રે,
જરબાઈને ના પીરસતા થોડા રે !

* સરખાવો પંજાબી લગ્ન ગીત.

સુનેયો, સુનેયો, નમેઓ કુડમો, અર્જ બન્દી દી સુનિયો એ !
જે એસી દિત્તે ફટે-પુરાને, રેસમ કરકે જાણેઓ એ !
જે સાડી બીબી મદા બોલે, અંદર બડ સમઝાયો એ !
જે અસીં દિત્તી ગોલી બાંદી, રાની કરકે જાણેઓ એ !
જે સાડી બીબી ઘેઉ રૂઢાવે, પાની કરકે જાણેઓ એ !
જે સાડી બીબી મોટા કત્તે, રેશમ કરકે જાણેઓ એ !
સુન ઓએ લાડેઆ, એ મુહારેઆ, મૈંદી ગાલી ન દેમી એ !

['પંજાબી ગીત' ૧૪૪]

અર્થ-હે અમારા નવા સબંધીઓ, મારી દીનની વિનતિ સાંભળો ! જો મે દાયજામાં ફાટલા ને જૂનાં કપડાં દીધાં હોય તો પણ તમે એને રેશમી સમજીને સ્વીકારી લેજો ! જો મારી દીકરી કાંઈ સારું માઠું બોલે તો પણ એને એકાન્તમા લઈ જઈને સમજાવજો અમે તો તમને ગોલી દાસી કરીને દીધીછે, તો પણ તમે એનો રાણી ગણીને સત્કાર કરજો જો મારી દીકરી ઘી ઢોળે તો એને પાણી ગણી માનજો મારી દીકરી જાડુ સૂતર કાંતે તો પણ તમે એને રેશમના ઝીણા તાર કરી માનજો હે ઉછૃંખલ જમાઈ! વહુને કદી આ સામી ગાળ ન દઈશ

આમુજી! દૈયાં તે ટસ્જો પાદાં રે,
જરબાઈને ના પીરસતાં લ્હાંદાં રે!

[1]આમુજી ચમટો તમે નખે તોડતાં રે,
ચમટો તો ચમચમગે ને રોચે રે,

જરબાઈ તો [2]ગાવાળીની વાટ જોચે રે!

[ ૬ ]

# ખાંયણાં

[ ખાયણાં એટલે મૂળ તો ધાન ખાંડતાં ખાંડતાં ખારણિયા પર બેસીને ગાવાનાં ત્રણ ત્રણ નાજુક પંક્તિઓનાં જોડકડાં. સાંબેલાને ધબકારે ધબકારે 'ખાંયણાં' તાલ પુરાવે. પરંતુ પછી તો કોણ જાણે ક્યારે એ ધાન ખાંડવાની ક્રિયા સાથેનો એનો સંબંધ છૂટી ગયો અને એ લગ્ન-ગીતો બની રહ્યાં.

અમદાવાદ અથવા સુરતમાં લગ્નને અવસરે કાયસ્થ કોમની બહેનો સામસામા પક્ષમાં વહેંચાઈ જઈને આ 'ખાંયણાં' સામસામાં ગાતી બલ્કે શીઘ્ર રચના રચતી હોવાનું કહેવામાં આવે છે. તે ઉપરાંત આઠે દિવસે દરરોજ સાંજરે પણ એ બ્રહ્મક્ષત્રિય કોમની નાની કન્યાઓ હીંચોળે હીંચતી ખાંયણાં ગાય છેઃ સૌરાષ્ટ્રના મેળાઓમાં ગોવાળિયા કે અન્ય દુહાગીરો કાનમાં આંગળી નાખી, હાથમાં ઘૂમકીઆળી છડી હલાવી, ડાંગ પર ટેકવેલા દેહને ઝુલાવતા ઝુલાવતા જેમ બબ્બે પંક્તિના દોહા સોરઠા ગાય છે તે રીતે. સરજાયાં તો છે લગ્ન-અવસરને આધારે, પણ લગ્નના ઉલ્લાસ એમાં આછા આછા નહિ જેવા જ ગવાયા છે. મુખ્યત્વે ગવાયા છે સંતાપના સ્વરો.

ખાંયણાંનો ઢાળ જ કરુણતાથી ભરેલો છે વિનોદની ઊર્મિઓનું વહન કરવા જેવું એનું બંધારણ જ નથી. એના પ્રધાન સૂરો ઊંડા વિલાપના છે. એમાં દીકરી પોતાનાં દુઃખો રડે છેઃ કન્યાવિક્રયનાં, કજોડાંના, સાસરવાસમાં થતી કનડગતોનાં, પિયર સાથેના વિજોગનાં. શોક્યનાં વગેરે દુઃખો ! પરંતુ એ દુઃખોને વ્યકત કરતી વાણી તો છે સ્વજન-સ્નેહથી ભીની ભીની. વિવાહિત જીવનનાં દુઃખો પરનાં એ આક્રંદને 'ખાંયણાં' કોઈ વિલક્ષણ રીતે કરુણાર્દ્ર મીઠાશથી પલાળી મૂકે છે.

અકેકું ખાયણું એટલે અકેક કલ્પના, અકેક અખિશુદ્ધ ચિત્ર, અકેક કાવ્ય, એકેક આંસુ બંધારણે કરી સરલ સીધાં, ધ્વનિકાવ્યની

રચનાને અનુકૂલ, રાગ પરત્વે કોમલ, રમતજયહિતને દળવાં ફૂલ સમાં, એવાં વિશિષ્ટ લક્ષણે કરી વિભૂષિત છે.

આ 'ખાંયણાં'નો એક નાનો શો છતાં સર્વદેશીય, વૈવિધ્યશાલી સંગ્રહ સુરતવાળા ભાઈ શ્રી ઈશ્વરલાલ વીમાવાળાએ તાજેતરમાં પ્રગટ કર્યો છે. તેમાંથી તેમના સૌજન્ય થકી અત્રે થોડા નમૂના ઉતારેલા છે.]

૮૩

દાળી તે કોમલ આંગળિયામાં રમતી,
બાપાજી ભેળી જમતી
હે બહેની નાનકી. ૧

આકાશે અપ્યાં ને ધરતી માએ ઝીલ્યાં,
માએ ને બાપે ઉછેર્યાં.
હે પરને સોંપવા! ૨

મારી તે માએ જતન કરીને જાળવી,
રતન કરીને રાખી
હે પરને સોંપવા! ૩

*મારા તે બાપે તાપી કિનારા જોયા,
જોયાં ન જોયાં
જમાઈનાં ઝપડાં. ૪

મારા તે બાપે વહાણે ચડી વર જોયા,
મૂરખ વરને મોહ્યા
મૂળાપણી વેચતા. ૫

મારા તે બાપે પરદેશ દીકરી દીધી
ફરી ખબર ન લીધી
મૂઈ કે જીવતી. ૬

[1]મારા તે બાપે ત્રાજૂડીમાં તોળી
ભર્યા કુટુંબમાં બોળી
કે દાદા ! દીકરી. ૭

બાપાજી બાપા, મેં શાં કરીયાં પાપ !
ભર્યે ને ભાદરવે
વળાવી સાસરે ૮

---

હથ મેરે રમ્બડી, મોઢે તંગડી
ઘા ખુતેન્દડી દિલ્લે દે હેઠ.

હત્થીં છાલે પૈ ગએ, પૈરીં કંડે ચુભ ગએ
હુન ચેતે આમદા બાબલ તેરા દેશ.

[ પંજાબી ગીત : ૧૮૭

અર્થ;—અન્ય દીકરીઓને દીધી શહેર નગરમા, અને મને કાં દીધી પહાડી દેશમા? મારા હાથમા દાતરડુ અને ખભા ઉપર શંદલું છે. હું ઘાસ ખોદી રહી છું. મારા હાથમાં છાલાં પડી ગયાં છે. પગમાં કાંટા વાગ્યા છે. હે બાપુ! મને તમારો દેશ યાદ આવે છે.

૧. કન્યાવિક્રય કર્યો, મને વેચી.

બાપાજી ! આંબો થડ જોઈને રોપાવજો
ઘર જોઈને પરણાવજો
કે દાદા ! દીકરી ૯
મારા તે બાપને એક જ દીકરી હોજો !
સારા વરને જોજો !
કે ચિંતા ઊગરે. ૧૦

---

પુત્રીને દૂર સાસરે પરણાવ્યાનો પોકાર ઘણા પ્રાંતોનાં ગીતોમાં આવે છે. દૃષ્ટાંત :

૧. સૌરાષ્ટ્રી ગીતોમા :

વળો વળો રે મારા સમરથ દાદા !
તમે દીધાં અમને વેગળાં.

[ ચૂંદડી : ૧ : ૭૪ ]

દાદાને વાલા દીકરા, અમને દીધાં પરદેશ જો !

[ ચૂંદડી : ૧ : ૭૪ ]

૨. પંજાબી ગીતમાં.

સરવર દૂંજે દિએ, ભાઈણુ તેરા વાસ ક્યું દૂરે ?
મેરા વાસ પૂછેંદડેઆ ભાઈયા ! બાબે કિતડી દૂરે ?
મુંઝ્યાઁ દિંદા સૈંધુરિયા દિંદા, પોતી ન દિન્દડા દૂરે !

[પંજાબી ગીત ; ૧૫૦ ]

અર્થ;—સરોવર પર જતી હે કુંજડી ! બહેન ! તારો વાસ કેમ દૂર છે ? મારો વાસ પૂછનાર હે ભાઈ ! મને મારા બાપે દૂર દીધી. ભેંસો દીધી હોત, ગાયો દીધી હોત, પણ એક પુત્રીને દૂર ન દીધી હોત !

અથવા બીજું પંજાબી ગીત:

બાબે દી મૈં લાડલી,
મૈંનૂ દાદી દિતડા દૂરે વે, લખદાતી દિતડા દૂર !

અર્થ:—હું મારા પિતાની લાડીલી હતી, પણ પિતાએ મને દૂર દીધી. રે ! લાખોનું દાન કરનાર પિતાએ મને દૂર દીધી.

સાસરે જાતાં સામે મળ્યાં બે તાડ
માત પિતાના લાડ
મને કેમ વિસરે ! ૧૧

ઓ પેલી, ઓ પેલી કયા ગામની ટેકરી
પાણી ભરે કૂવે એકલી
કે કઈ બ્હેન સાસરે ! ૧૨

*સાંજ પડે આથમે રવિનું તેજ
માડી કેરું હેત
કે મુજને સાંભરે. ૧૩

ઘડો ફૂટે ને રઝળે જેવી ઠીકરી,
મા વિણ રઝળે દીકરી
કે આ સંસારમાં. ૧૪

---

માતાને તો પંજાબી દીકરી પણ એજ ભાવે સંભારી રહી છે; પુત્રી સાસરવાસમાં છે; સાસરાનું ગામ ઘણું દૂર–નદીને સામે કિનારે છે; ઘણાં દિવસથી માવતરને મળાયું નથી. પુત્રી પુકારી રહી છે;

મેંહદી નૂં પાદે માએઁ સુકણી,
મેંહદી દા રંગ ની ઉદાસ. સાવન આઈ એ,
સુન બે બાબલ મેરેઆ દમ્માઁ દેઆ લોભિયા,
ધીઆઁ ક્યો દિતિયાઁ નદિયોં પાર, સાવન આઇએ,
ઉરલે કંઢે મૈં ખડી. પરલે મેરી માઁ,
ડિમ ડિમ પેંદા અખિયાઁ દા નીર, સાવન આઇએ,

માડી રે માડી! મોકલની તું આણાં
હોળી દિવાળીનાં ટાણાં
કે મારે વહી ગયાં ૧૫

માડી રે માડી! ન જોઈએ મને સાડી,
જનમની ઓશિયાળી
કે હું તારા દૂધની ૧૬

શેર હળું ને શેરીએ જઇ આવું,
માડીને કહેવરાવું
કે આણાં મોકલે ૧૭

આજે સખી મારી આંખલડી નથી ઠરતી,
માની જણી નથી મળતી
કે બેસું ગોઠડી ૧૮

આજે સખી મારી આંખલડીનો હીરો
આવે માડી જાયો વીરો
તો માંડું ગોઠડી ૧૯

વાડા પછવાડી શિવજીનું દેહરું,
પૂજા કરવાને તેડું
કે મારા ભાઈને ૨૨

આજે મેં રાંધ્યાં ખીર ચૂર રે થોડાં,
વીરાજીનાં ઘોડાં
પરસાળે હણુહણે ૨૩

આઘથી દેખું દૂર દૂરને ડગલે,
પરમેશ્વરને પગલે
કે વીરાને ઓળખ્યા. ૨૪

આવતા દેખું લીલી ને લાકડીએ,
કસુંબી પાઘડીએ
વીરાજીને ઓળખ્યા. ૨૫

મારા તે ભાઇનો રેવંતો છે ઘોડો,
જડિત્ર અંબોડો
કે મારી બ્હેનનો ૨૬

દેવને વહાલા ઘીનાં દીવાનાં કોડિયાં,
સુજને વહાલાં ઘોડિયાં
કે બચુ ભાઈનાં ૨૭

લીલૂડો પોપટ કચેરીમાં ઊડતો,
બાપાજી જોડે જમતો
બચુભાઈ સાંજરે ૨૮

મારા તે ભાઈ સૂરત શેરના મહેતા,
સિંદૂર ભરિયા સેંથા
કે મારી ભાભીના. ૨૯

માડી રે માડી ! મોકલની તું આણું,
હોળી દિવાળીનાં ટાણાં
કે મારે વહી ગયાં ૧૫

માડી રે માડી ! ન જોઇએ મને સાડી,
જનમની ઓશિયાળી
કે હું તારા દૂધની ૧૬

શેર દળું ને શેરીએ જઈ આવું,
માડીને કહેવરાવું
કે આણાં મોકલે. ૧૭

આજે સખી મારી આંખલડી નથી ઠરતી,
માની જણી નથી મળતી
કે બેસું ગોઠડી ૧૮

આજે સખી મારી આંખલડીનો હીરો
આવે માડી જાયો વીરો
તો માંડું ગોઠડી ૧૯

દીકરી મરજો ને બાપજી ! વધાઈ લેજો !
વીરાજી કહેજો
કે પનોતી ઊતરી. ૨૦

....બ્હેન પરણે ને મોર ચિતરના માંડવા,
અખંડ ઉજાગરા

વાડા પછવાડી શિવજીનું દેહરું,
પૂજા કરવાને તેડું
કે મારા ભાઈને. ૨૨

આજે મેં રાંધ્યાં ખીર ચૂર રે થોડાં,
વીરાજીનાં ઘોડાં
પરસાળે હણહણે. ૨૩

આઘેથી દેખું દૂર દૂરને ડગલે,
પરમેશ્વરને પગલે
કે વીરાને ઓળખ્યા. ૨'

આવતા દેખું લીલી ને લાકડીએ,
કસુંબી પાઘડીએ
વીરાજીને ઓળખ્યા. ૨૫

મારા તે ભાઈ સૂરત શેરના મહેતા,
સિંદૂર ભરિયા સેંથા
કે મારી ભાભીના ૨૯

વીરાની ઘોડી ખાય મોતીના દાણા,
નિત્યે કરતી આણાં
કે ચંદન બહેનનાં ૩૦

હોળી દિવાળીને દહાડા રહ્યા છે થોડા,
વીરાએ જોડ્યા ઘોડા
કે બહેની તેડવા. ૩૧

ખાંડણિયા ખાંડતાં ખખડે હાથની ચૂડી,
મહિયરીએથી મૂડી
વીરાજી મોકલે ૩૨

ભાઈ જમે ને ભાભી તો ડાકાવે,
રખેને નણદી આવે
કે મારે બારણે. ૩૩

નહિ આવું નહિ આવું ભાભી તારે બારણે,
કોણ ઝુલાવશે પારણે
કે કીકા ભાઈને ! ૩૪

ભાઇ છે ભોળા ને ભાભી આવી છે ધુતારી,
હૈયેથી ઉતારી
વીરાએ બેનડી ૩૫

ઓ પેલો ઓ પેલો હોડીવાળો આવ્યો,
ભાભીજીને લઇ ચાલ્યો
કે ભાઇ એકલા ! ૩૬

---